શ્રીયશોવિજય જૈન ગ્રન્થમાળા

॥ अर्हम् ॥

# શંખેશ્વર મહાતીર્થ

શાન્તમૂર્ત્તિ મુનિરાજ

શ્રી. જયન્તવિજયજી

ઘણા સુધારા-વધારા સાથે

બીજી આવૃત્તિ

વીર સં. ૨૪૭૩ ] ધર્મ સં. ૨૫ [ વિ. સં. ૨૦૦૩

કિંમત ૧-૬-૦



સૌરાષ્ટ્રોદ્ધારક પરમપૂજ્ય ગુરુ
શાન્તમૂર્તિ શ્રી. વૃદ્ધિચન્દ્રજી મહારાજ
वृद्धि-सिद्धिप्रदाने यद्धिपुण्यशक्तिः प्रशस्यते ।
चन्द्रतुल्यः स शान्तात्मा दृष्टोऽयं जगतो गुरुः ॥

# समर्पणम् ।



सौराष्ट्रस्य समुद्धर्ता
संहर्ता पापवर्त्मनाम् ।
आदर्शो साधुतायाश्च
चन्द्रवत् शान्तिदायकः ॥ १ ॥

तेषां मे पूज्यपादानां
वृद्धिचन्द्रमहात्मनाम् ।
समर्प्यये इमं ग्रन्थं
पवित्रे पाणिपङ्कजे ॥ २ ॥

—प्रशिष्याणु—
जयन्तविजयः

जगत्पूज्य–शास्त्रविशारद–जैनाचार्य–

श्रीविजयधर्मसूरीश्वराणां

स्तुतिः ।

धर्मो विज्ञवरेण्यसेवितपदो
धर्मं भजे भावतः,
धर्मेणावधुतः कुबोधनिचयो
धर्माय मे स्यान्नतिः ।

धर्माच्चिन्तितकार्यपूर्त्तिरखिला
धर्मस्य तेजो महत्,
धर्मे शासनरागधैर्यसुगुणाः
श्रीधर्म ! धर्मं दिश ॥

– अनेकान्ती



જગત્પૂજ્ય શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય સ્વ.

**શ્રીમદ્ વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ**

॥ अर्हम् ॥

श्रीसकलशिष्टशिरोमणि—परमोपकारि—
शान्तरसाऽपारपारावार–जिननयचयचतुर–
योगीन्द्र–गुरुशुक–श्रीवृद्धिचन्द्रमुनिमहात्मनां
स्तुतिरूपं श्लोकनवकम् ।

( १ )

येनेयं पाविता पुरी प्रोद्धृता येन ये वयम् ।
संसाराऽसारपङ्कात् तं वृद्धिचन्द्रं गुरुं स्तुमः ॥

( २ )

किं सार्वः किं सुधर्मा किमुत मुनिपतिः कम्बुकण्ठश्च जम्बूः ?,
किन्तु श्रीस्थूलभद्रः किमु जिननयविद् वादिवेतालशान्तिः ?।
किं वाऽयं सिद्धसेनः किमखिलगुणवान् हेमचन्द्रो मुनीन्द्रः ?,
नाना नाना न नाना श्रमणगणगुरु–र्वृद्धिचन्द्रोऽस्ति मूर्तौ ॥

( ३ )

यः शान्तमूर्त्तिस्ततकीर्तिवीथिर्गुणाकरो जैननयप्रचारी ।
जितेन्द्रियो लोकहितापतन्द्रो जीयात् स योगी गुरुवृद्धिचन्द्रः॥

( ४ )

जिनागमापारसमुद्रसोमो निसर्गभक्त्यानतसार्वभौमः ।
मुनिप्रकाण्डं कृतमोक्षमुद्रो जीयात् स योगी गुरुवृद्धिचन्द्रः ॥

(५)

योऽस्मान् वराकानघपङ्कलिप्तान् सौवोपदेशोदकसेचनेन ।
प्रक्षाल्य पावित्र्ययुतांश्चकार कथं न ध्यायेम प्रभुं मुनिं तम् ॥

(६)

यदीयशिष्या भुवि भानुदेश्याः प्रकाशयन्ते गुरुनाम पूज्यम् ।
तत्रापि सूरिरतिरिच्यतेऽयं गुरूयमाणो जयधर्मसूरिः ॥

(७)

कीनाश ! दुष्टाधम ! किं कृतं रे ? प्राणा हृतास्तं हरता मुनीनम् ।
अस्तंगते भानुसमे मुनीशे मग्नं समग्रं जगदन्धकारे ॥

(८)

भो खेदं धत्त यूयं न हि निधनगतो वृद्धिचन्द्रो गुरुर्वः,
किं चायं लब्धलब्ध्या निजविमलवपुर्जीर्णमाबोध्य नव्यम् ।
रूपं श्रीधर्मरूपं विजयसहितमाविभ्रदानन्दशाली,
हिंसऽस्मिन् पूर्वदेशे विहरति सततं तं शरण्यं कुरुध्वम् ॥

(९)

प्रत्यूपाण्डं निशारत्नं यावद् भाति नभस्तले ।
यावद् वीरवचो जीयाद् तावत् कीर्त्तिर्विभो ! तव ॥

श्रीयशोविजय जैन पाठशाला
वाराणसी
सं. १९६५ अक्षयतृतीया

श्रीवृद्धिचन्द्रगुरु
चरणोपासिनो
वलभीवास्तव्याः श्राद्धाः

# પ્રકાશકનું નિવેદન

સ્વ૦ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી. વિજયધર્મસૂરિજી મહારાજના વિદ્વાન્ શિષ્યરત્ન શાન્તમૂર્ત્તિ મુનિરાજ શ્રી. જયન્તવિજયજીના નામથી વિદ્વત્-જગત ભાગ્યે જ અજાણ્યું હશે.

તેમની પ્રૌઢ લેખિનીથી લખાયેલ ૧ વિહાર-વર્ણન, ૨ આબૂ (ગુજરાતી), ૩ બ્રાહ્મણવાડા, ૪ હેમચન્દ્ર-વચનામૃત, ૫ અર્બુદ પ્રાચીન જૈન લેખ સંદોહ, ૬ શંખેશ્વર મહાતીર્થ, ૭ અચલગઢ, ૮ હમ્મીરગઢ વગેરે અનેક મહત્ત્વના ગ્રંથો અગાઉ પ્રગટ થઈ ચૂક્યા છે. ત્યારપછી તેમના આ મહાન્ ગ્રંથ શંખેશ્વર મહાતીર્થની બીજી આવૃત્તિ પ્રગટ કરતાં ખરેખર, અમને ખૂબ આનંદ થાય છે.

શ્રી. શંખેશ્વર અતિ પ્રાચીન, મહાપ્રભાવક અને મહત્ત્વનું તીર્થ છે. ઇતિહાસવેત્તા મુનિરાજ શ્રી. જયન્તવિજયજીએ તે મહાતીર્થનું શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિએ સુંદર વર્ણન કરી તેની મહત્તામાં વધારો કર્યો છે. અતિ પરિશ્રમ લઈને શોધખોળ પૂર્વક તૈયાર કરેલો તેમનો આ ગ્રંથ પુરાતત્ત્વવેત્તાઓ-વિદ્વાનો અને તીર્થપ્રેમીઓમાં આદરપાત્ર થઈ પડ્યો છે, તેમાં કંઈ શંકા નથી. શ્રીશંખેશ્વર તીર્થ સંબંધી ફોટાઓ, ફરમાનો, પંચતીર્થીનો નકશો, સુંદર છપાઈ, પાકું બાઈન્ડીંગ અને જેકેટને લીધે પુસ્તકની બાહ્ય આકૃતિ પણ મનોહર બની છે. આવા મહાન ગ્રંથને પ્રગટ કરવાનું અમને જે સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે, તે માટે અમે મુનિરાજ શ્રી. જયન્તવિજયજીના અત્યંત આભારી છીએ.

'શંખેશ્વર મહાતીર્થ'ના બન્ને ભાગની સંયુક્ત પહેલી આવૃત્તિ 'શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાલા,' ઉજ્જૈન (હાલ શિવપુરી) તરફથી વિ. સં. ૧૯૯૮ના ચૈત્ર માસમાં પ્રગટ થઈ હતી. શ્રદ્ધાલુ ભક્તિપ્રિય જનતા અને વિદ્વાનોમાં આ પુસ્તક ઘણું જ રુચિકર થઈ

# પ્રકાશકનું નિવેદન

સ્વ૦ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી. વિજયધર્મસૂરિજી મહારાજના વિદ્વાન્ શિષ્યરત્ન શાન્તમૂર્તિ મુનિરાજ શ્રી. જયન્તવિજયજીના નામથી વિદ્વત્-જગત ભાગ્યે જ અજાણ્યું હશે.

તેમની પ્રૌઢ લેખિનીથી લખાયેલ ૧ વિહાર-વર્ણન, ૨ આબૂ (ગુજરાતી), ૩ બ્રાહ્મણવાડા, ૪ હેમચન્દ્ર-વચનામૃત, ૫ અર્બુદ પ્રાચીન જૈન લેખ સંદોહ, ૬ શંખેશ્વર મહાતીર્થ, ૭ અચલગઢ, ૮ હમ્મીરગઢ વગેરે અનેક મહત્ત્વના ગ્રંથો અગાઉ પ્રગટ થઈ ચૂક્યા છે. ત્યારપછી તેમના આ મહાન્ ગ્રંથ શંખેશ્વર મહાતીર્થની બીજી આવૃત્તિ પ્રગટ કરતાં ખરેખર, અમને ખૂબ આનંદ થાય છે.

શ્રી. શંખેશ્વર અતિ પ્રાચીન, મહાપ્રભાવક અને મહત્ત્વનું તીર્થ છે. ઇતિહાસવેત્તા મુનિરાજ શ્રી. જયન્તવિજયજીએ તે મહાતીર્થનું શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિએ સુંદર વર્ણન કરી તેની મહત્તામાં વધારો કર્યો છે. અતિ પરિશ્રમ લઈને શોધખોળ પૂર્વક તૈયાર કરેલો તેમનો આ ગ્રંથ પુરાતત્ત્વવેત્તાઓ-વિદ્વાનો અને તીર્થપ્રેમીઓમાં આદરપાત્ર થઈ પડયો છે, તેમાં કંઈ શંકા નથી. શ્રીશંખેશ્વર તીર્થ સંબંધી ફોટાઓ, ફરમાનો, પંચતીર્થીનો નકશો, સુંદર છપાઈ, પાકું બાઈન્ડીંગ અને જેકેટને લીધે પુસ્તકની બાહ્ય આકૃતિ પણ મનોહર બની છે. આવા મહાન ગ્રંથને પ્રગટ કરવાનું અમને જે સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે, તે માટે અમે મુનિરાજ શ્રી. જયન્તવિજયજીના અત્યંત આભારી છીએ.

'શંખેશ્વર મહાતીર્થ'ના બન્ને ભાગની સંયુક્ત પહેલી આવૃત્તિ 'શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાલા,' ઉજ્જૈન (હાલ શિવપુરી) તરફથી વિ. સં. ૧૯૯૮ના ચૈત્ર માસમાં પ્રગટ થઈ હતી. શ્રદ્ધાલુ ભક્તિપ્રિય જનતા અને વિદ્વાનોમાં આ પુસ્તક ઘણું જ રુચિકર થઈ

પડવાથી ફક્ત દોઢ વર્ષની અંદર જ તેની તમામ નકલો ખલાસ થઈ ગઈ. ત્યારપછી આ પુસ્તકની ઘણી માગણી થતી હતી, પરંતુ વિશ્વ-યુદ્ધને અંગેની ભયંકર મોંઘવારી અને પેપર કંટ્રોલને લીધે અત્યાર સુધી આ પુસ્તકની બીજી આવૃત્તિ છપાવવાનું કામ હાથમાં લઈ શકાયું નહોતું. જો કે અત્યારે પણ મોંઘવારી તો છે જ, પરંતુ આ પુસ્તક છપાવવામાં થોડી ઘણી સહાયતા મળી જવાથી અને લેખક મહારાજશ્રીએ આ પુસ્તક ફરી વાર સાદ્યંત વાંચી તેમાં ઘણો સુધારો તથા ઉમેરો કરી, તૈયાર કરીને અમને ૩-૪ મહિના પહેલાં જ આપ્યું. એટલે અમે બહુ શીઘ્રતાથી આ પુસ્તક છપાવી પ્રગટ કરીને જનસમાજ સમક્ષ રજુ કરીએ છીએ.

પહેલી આવૃત્તિમાં આ પુસ્તકનો પહેલો અને બીજો,—એ બન્ને ભાગો સાથે પ્રગટ થયા હતા. પરંતુ બન્ને ભાગોમાં ઘણો જ વધારો થયેલ હોઈ, પુસ્તકનું કદ મોટું થઈ જવાના ભયથી અને એમાંથી ફક્ત એક ભાગ જ ખરીદવા ઇચ્છનાર ગ્રાહકોને કિંમત આકરી પડે તેથી, બન્ને ભાગોને જુદા જુદા પ્રગટ કરવાનો વિચાર કરીને, હાલ તુરતમાં પહેલો ભાગ અમો પ્રગટ કરીએ છીએ. જો પ્રેસની અનુ-કૂળતા થઈ જશે તો બીજો ભાગ પણ નજદીકના ભવિષ્યમાં પ્રકટ કરવાની અમો ઉમેદ ધરાવીએ છીએ.

મુંજપુર (રાધનપુર સ્ટેટ) નિવાસી દાનવીર, શેઠ મોહનલાલ પરશોતમદાસના સ્મરણાર્થે તેમના સુપુત્રો ધર્મપ્રિય, શ્રદ્ધાળુ શેઠ ગોદડ-ભાઈ અને શેઠ રતિલાલભાઈએ આ પુસ્તકની પાંચસો નકલો છપા-વવા માટે રૂ. ૬૨૫)ની ઉદાર સહાયતા કરી છે, તેથી સંસ્થાના નિયમ પ્રમાણે પાંચસો નકલોમાં શેઠ મો૦ પ૦ ની છબી અને ટૂંકું જીવન-ચરિત્ર આપવાની અમે શેઠ ગોદડભાઈ પાસે માગણી કરી હતી. પરંતુ આમ ટૂંકી રકમની સખાવત કરીને જાહેરમાં આવવાનો ઘણો લાભ લઈ લેવાની તેમની બિલકુલ ઇચ્છા નહીં હોવાથી છબી વગેરે

આપવાની તેમણે ચોખ્ખી ના કહી, તેથી તેમના પિતાજીની છબી વગેરે અમો આમાં આપી શક્યા નથી. તે ઉપરાંત આ પુસ્તકમાં બીજી આશરે બારસો રૂપિયાની પરચૂરણ પરચૂરણ સહાયતા મળી છે. આ સર્વ સહાયકોનો અમો આભાર માનીએ છીએ અને તેઓએ જ્ઞાનદાન આપી સાહિત્ય પ્રકાશનના કાર્યમાં અમોને ઉત્તેજન આપ્યું છે, તેનું અનુકરણ કરવા માટે અન્ય સખી ગૃહસ્થોને ભલામણ કરીએ છીએ.

આ પુસ્તક છપાવવામાં ઉપર લખ્યા પ્રમાણે સહાયતા મળી હોવાથી આ પુસ્તકની અમે લાગત કરતાં કાંઇક ઓછી (રૂા. ૧-૬-૦) કિંમત રાખી છે, તેમાં પણ શ્રી શંખેશ્વરતીર્થના કારખાનામાંથી ખરીદનારા યાત્રાળુઓ માટે તો ઘણી ઓછી એટલે માત્ર એક જ રૂપિયો કિંમત રાખી છે. મળેલી સહાયતા અને વેચાણથી ઉપજેલી રકમમાંથી કુલ થયેલ ખર્ચ બાદ કરતાં જે કાંઈ વધારો રહેશે, તે રકમ બીજાં પુસ્તકો છપાવવામાં અને જ્ઞાનકાર્યમાં જ વપરાશે.

આ પુસ્તકને શીઘ્રતાથી અને સુંદર રીતે તૈયાર કરી આપવા-માટે, અમદાવાદનિવાસી ન્યાયતીર્થ તર્કભૂષણ પંડિત રતિલાલ દીપચંદ દેસાઈ અને પંડિત જયભિખ્ખુનો અમે અંતઃકરણથી આભાર માનીએ છીએ.

અંતમાં પૂજ્ય ગુરુદેવ અમને આવું આવું લોકોપયોગી બીજું વધારે સાહિત્ય પ્રસિદ્ધ કરવાનું સામર્થ્ય અર્પે એ જ મહેચ્છા.

—પ્રકાશક

यक्षराट् श्रीमणिभद्रो विजयतेतराम् ।

# કિંચિદ્ વક્તવ્ય

## ( બન્ને ભાગોનું સંયુક્ત; પહેલી આવૃત્તિનું )

**ઉદ્ભવ**—પાલણપુરમાં ચોમાસું પૂર્ણ કરીને ત્યાંથી વિ. સં. ૧૯૮૮માં સિદ્ધાચળજી જતાં માર્ગમાં મેત્રાણા, પાટણ અને ચારૂપની યાત્રા કરી અમે શ્રી. શંખેશ્વરજી ગયા હતા. પરમ શાંતિદાયક આ તીર્થની યાત્રા કરતાં અમને અપૂર્વ આનંદ આવ્યો. આ તીર્થ અતિ પ્રાચીન અને અપૂર્વ પ્રાભાવિક હોવા છતાં અહીંની ઐતિહાસિક અને વાર્તમાનિક તમામ હકીકત યાત્રાળુઓના જાણવામાં આવે એવું કંઈ પણ સાધન નહિ હોવાથી[1] ઐતિહાસિક દૃષ્ટિથી અને એક ભોમિયાની ગરજ સારે તેવું, આ તીર્થના અંગે એક પુસ્તક લખવાનો વિચાર મને ઉદ્ભવ્યો. અહીંના તે વખતના મુનીમ શાહ વાડીલાલ દેવસીભાઈ લીંબડીવાળા ( જેઓ હાલ ભોયણી તીર્થમાં મુનીમ છે ) અને રાધનપુરનિવાસી શ્રીયુત વૃદ્ધિલાલ મગનલાલ વીરવાડિયાની આ માટે વિશેષ પ્રેરણા થવાથી, વિહારની તાકીદ હોવા છતાં, બાર દિવસની અહીં સ્થિરતા કરીને આ તીર્થ સંબંધી ઘણી ખરી નોંધો કરી લીધી. જરૂરી કેટલાક શિલાલેખો પણ ઉતારી લીધા. ત્યાંથી વિહાર કર્યા બાદ ગ્રંથો અને ભંડારોમાં શ્રી. શંખેશ્વરજી સંબંધીનું અન્વેષણ કરવાનું ચાલુ રાખ્યું. વિ. સં. ૧૯૯૦માં અમદાવાદમાં મળેલ મુનિસમ્મેલન પૂર્ણ થતાં ત્યાંથી વિહાર કરીને રાધનપુર ચોમાસું કરવા

---

૧. શ્રીયુત મણિલાલ ન્યાલચંદ શાહે લખેલ "શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ" નામક એક પુસ્તક જૈન સસ્તી વાંચનમાલા તરફથી પહેલાં પ્રગટ થયું હતું, જે હાલ અલભ્ય છે. એ પુસ્તક નવલકથા યા વાર્તા રૂપે હતું, જ્યારે આ પુસ્તક તેનાથી જુદી જ ઢબે, ઘણી જ શોધખોળપૂર્વક, ઐતિહાસિક દૃષ્ટિથી લખાયેલું છે.

જતાં અને ત્યાં ચોમાસું પૂર્ણ કરીને ત્યાંથી પાછા ફરતાં સં. ૧૯૯૧ માં આ તીર્થની યાત્રા કરી હતી. તે વખતે અહીં બે–ત્રણ માસની સ્થિરતા કરી, અહીંથી ઝીંઝૂવાડા, ઉપરિયાળા અને સમી સુધી વિહાર (ભ્રમણ) કરી આવીને શંખેશ્વરજી જવાના રસ્તાઓ અને તેમાં વચ્ચે આવતાં તમામ ગામોની હકીકત મેળવી લીધી. તે દરમ્યાન અહીંના જૂના તથા નવા મંદિરના બાકી રહેલા તમામ શિલાલેખો ઉપરાંત ધર્મશાળા અને સરઈ (સુરભી)ના શિલાલેખો પણ ઉતારી લીધા. આમાં આપેલ મૂર્તિઓની સંખ્યા, વ્યવસ્થા, મેળા વગેરેની વિશેષ હકીકત પણ સં. ૧૯૯૧માં લખી લીધી હતી. ત્યારપછી કરાંચીથી પાછા ફરતાં કચ્છમાં થઈ, આદીસરનું રણ ઊતરી કાઠિયાવાડ જતાં સં. ૧૯૯૫ના વૈશાખ માસમાં આ તીર્થની યાત્રા કરી હતી. તે વખતે ચમત્કારો સંબંધી દંતકથાઓ અને જાણવા યોગ્ય બીજી વિશેષ હકીકતો નોંધી લીધી હતી. તથા ખારસોલ તળાવ, ઝંડકૂવો, બગીચો, ઉંટવાળિયું ખેતર વગેરે સ્થાનોની માહિતી મેળવી હતી. દરેક વખતે વિશેષ હકીકત જાણવામાં આવી તે નોંધી લીધી હતી. 'શ્રી અર્બુદ પ્રાચીન જૈન લેખ સંદોહ'નું કાર્ય પૂર્ણ થતાં આ પુસ્તક લખવાનું કામ હાથમાં લેવામાં આવ્યું હતું, અને શ્રી શંખેશ્વર પાર્શ્વ-પ્રભુજીના અધિષ્ઠાયક દેવોની પ્રસન્નતાથી જ તે કામ આજે પૂર્ણ થઈ ગ્રંથરૂપે પ્રસિદ્ધ થાય છે.

પદ્ધતિ—આ પુસ્તકના બે ભાગ પાડવામાં આવ્યા છે. તેમાં પહેલા ભાગમાં આ તીર્થનું ઐતિહાસિક અને વર્તમાનકાલિક વર્ણન આપવામાં આવ્યું છે. આ પ્રથમ ભાગમાં ૧૬ પ્રકરણ આપવામાં આવ્યાં છે. તે પ્રકરણોનાં નામ ઉપરથી જ તેમાં શું હકીકત આપી છે, તે સમજી શકાય તેમ છે. તેની પછી ત્રણ પરિશિષ્ટો આપ્યાં છે. તેમાંના પહેલા પરિશિષ્ટમાં અહીંના તમામ (૬૫) શિલાલેખો ગુજરાતી ભાષાંતર સાથે આપેલા છે. બીજા પરિશિષ્ટમાં શંખેશ્વરજીની પંચતીર્થી અને માર્ગમાં આવતાં ગામોની હકીકત અને ત્રીજામાં શ્રી

શંખેશ્વરજીની ત્રણ પ્રદક્ષિણા અને તેમાં આવતાં ગામોનું વર્ણન આપેલું છે. તેને છેડે થોડી પુરવણી અને પુરવણીનું અનુસંધાન આપેલ છે. પ્રકરણો છપાઈ ગયા પછી જે જાણવામાં આવ્યું તે આ પુરવણીમાં આપેલ છે.

બીજા ભાગના ૧ પ્રાકૃત–સંસ્કૃત વિભાગ, ૨ પ્રાકૃત–સંસ્કૃત ઉદ્ધૃત વિભાગ, ૩ ગુજરાતી–હિન્દી વિભાગ અને ૪ ગુજરાતી–હિન્દી ઉદ્ધૃત વિભાગ — આમ મુખ્ય ચાર વિભાગો પાડવામાં આવ્યા છે. તે દરેકમાં થોડા થોડા પેટા વિભાગો પણ રાખવામાં આવેલ છે. જે જે વિભાગોનું મેટર છપાઈ ગયા પછી તે તે વિભાગોનું નવું મેટર પાછળથી મળ્યું તેને 'અનુપૂર્તિ' નામનો પાંચમો વિભાગ રાખીને વિભાગના અનુક્રમ પ્રમાણે આપવામાં આવ્યું છે અને અનુપૂર્તિનું મેટર પણ પ્રેસમાં મોકલી આપ્યા પછી જે કંઈ મેટર મળ્યું તે વિભાગના અનુક્રમ વિના જ તેને છેડે આપ્યું છે.

શ્રી શંખેશ્વરજી સંબંધી જે જે કલ્પો, સ્તોત્રો, સ્તુતિ, શ્લોકો, છંદ, સ્તવનાદિ સંપૂર્ણ કે અપૂર્ણ મળ્યું છે, તેને બીજા ભાગમાં તે તે ભાષાના વિભાગમાં કૃતિઓ તરીકે આપેલ છે, અને બીજા ગ્રંથોમાંથી શ્રી શંખેશ્વરજી સબંધી જે જે ઉલ્લેખો મળી આવ્યા તે, તે તે ભાષાના ઉદ્ધૃત વિભાગમાં આપેલ છે. આ બીજા ભાગમાં સ્તુતિ–સ્તોત્રાદિ કૃતિઓ બધી મળીને કુલ ૧૨૪ અને બીજા ગ્રંથોમાંથી ઉતારેલ ઉતારા ૬૦ આપેલા છે.

આમાં આપેલાં સ્તુતિ – સ્તોત્રાદિ કૃતિઓ અને ઉતારામાંથી કેટલાંક આ તીર્થ સંબંધી ઐતિહાસિક સામગ્રી પૂરી પાડે છે, કેટલાંક સ્તુતિપ્રધાન જ છે, જ્યારે કેટલાંકમાંથી તે બન્ને વસ્તુ મળી આવે છે. આમાંની કેટલીક સ્તુતિ-સ્તોત્રાદિ કૃતિઓ સુંદર રીતે કાવ્યની દષ્ટિથી રચાયેલી છે, જ્યારે કેટલીક ભાષાની દષ્ટિએ સામાન્ય હોવા છતાં ભક્તિપ્રધાન જરૂર છે. ગ્રંથાંક ૧૫૯ની કડી ૭થી ૧૨

વિશેષે કરીને ઉર્દૂ–ફારસી શબ્દોથી જ ભરપૂર છે, અર્થાત્ ઉર્દૂ ભાષાની કવિતાથી પ્રભુસ્તુતિ કરેલી છે.

૧૬મી શતાબ્દિ પછીથી બનેલી અને લખાયેલી જૂની–નવી ગુજરાતી કે હિન્દી ભાષાની કૃતિઓમાં હ્રસ્વ, દીર્ઘ, અનુસ્વાર અને જોડણી વગેરેની બહુ ભૂલો જોવામાં આવે છે. તેમાંની ખાસ ખાસ સ્થળે ક્વચિત જ ભૂલો સુધારી છે. બાકીની ભૂલો, માત્રામેળ, અનુપ્રાસ કે છંદોમાં ભંગ થઈ જવાના ભયથી તથા તેમાં કૃત્રિમતા ન આવી જાય એ માટે એમ ને એમ રહેવા દીધી છે.

૪૫ ગ્રંથોમાંથી ૬૦ ઉતારા લઈને આ પુસ્તકમાં આપેલ છે, તેમાંથી ૪૩ ગ્રંથોનો રચનાકાળ મળ્યો છે, જ્યારે ૨ ગ્રંથોનો મળ્યો નથી. જે જે ગ્રંથોનો રચનાકાળ મળ્યો છે, તે ગ્રંથોમાંથી સૌથી જૂનામાં જૂનો ગ્રંથ વિક્રમની પાંચમી શતાબ્દિનો (શત્રુંજય માહાત્મ્ય સ્તો. ૧૭) છે, અને નવામાં નવો ગ્રંથ સં. ૧૮૮૨માં રચાયેલો (પૃથ્વીચંદ્રચરિત્ર, ગદ્ય–સ્તો. ૧૭૪) છે. આમાં કલ્પ, સ્તુતિ, સ્તોત્ર, સ્તવનાદિ મળીને કુલ કૃતિઓ ૧૨૪ આપેલ છે, તેમાંથી ૮૫નો રચનાસમય મળ્યો છે, ૩૯નો મળ્યો નથી. જેનો રચનાસમય મળ્યો છે, તેમાં સૌથી પ્રાચીન ૧૩મી સદીની આસપાસની (આહ્લાદન મંત્રીકૃત શ્રી પાર્શ્વનાથ સ્તોત્ર, સ્તો. ૨૬) છે, અને નવામાં નવી કૃતિ મારા પૂજ્ય ગુરુદેવ સ્વર્ગસ્થ શ્રીમાન્ વિજયધર્મસૂરીશ્વરજી મહારાજે સં. ૧૯૬૦ની આસપાસમાં રચેલ શ્રી શં. પા. નું સંસ્કૃત અષ્ટક ( સ્તો. ૧૨ ) અને સં. ૧૯૭૭ની આસપાસમાં બનાવેલ શં. પા. નું ગુજરાતી સ્તવન (સ્તો. ૧૦૭) છે. એટલે સં. ૧૯૭૭ સુધીની બનેલી કૃતિઓ આમાં આપેલી છે. પરન્તુ સ્વર્ગસ્થ કવિઓની જ કૃતિઓ આમાં આપેલી છે; વિદ્યમાન કવિઓની સ્તવનાદિ એક પણ કૃતિ આમાં આપેલી નથી.

જે જે ગ્રંથોમાંથી ઉતારા લઈને આમાં આપ્યા છે, તે તે

ગ્રંથોની (કર્તાનાં નામ સાથે), તથા જે જે કૃતિઓ આમાં આપી છે, તે તે કૃતિઓની (કવિઓનાં નામો સાથે) સાલવાર અનુક્રમણિકા આમાં જુદી આપેલ છે. ૧૬ કવિઓની એક કરતાં વધારે કૃતિઓ આમાં આપેલી છે, જ્યારે બીજી દરેક કૃતિઓ (કે જેના રચયિતાનાં નામો મળ્યાં છે) ભિન્ન ભિન્ન કવિઓની રચેલી છે. ફક્ત ૧૩ કૃતિઓના કર્તાનાં નામો જાણવામાં આવ્યાં નથી, જે કૃતિઓ તથા કવિઓની સાલવાર અનુક્રમણિકાથી જાણી શકાશે.

જૂની ગુજરાતી ભાષાનાં સ્તવનો વગેરે જે મળેલ છે તેને આમાં ગુજરાતી વિભાગમાં અને ગુજરાતી ટાઈપમાં જ આપેલ છે.

ખાસ હિન્દી ભાષાની કૃતિઓ બહુ ઓછી મળી છે; ફક્ત દસ જ સ્તવનો મળ્યાં છે. તે બહુ થોડાં હે.વાથી ગુજરાતી સ્તવનોને છેડે હિન્દી વિભાગમાં આપેલાં છે હિન્દી ભાષાનું એક પદ પાછળથી મળેલું તે ગુજરાતીની સાથે આપેલું હોવાથી ગુજરાતી ટાઈપોમાં આપ્યું છે.

આમાં આપેલા ઉતારા ઘણે ભાગે છાપેલા ગ્રંથોમાંથી લીધેલા છે. જે જે ગ્રંથોમાંથી લીધેલા છે, ત તે ગ્રંથોનાં નામો તે તે સ્થળે આપેલાં છે.

સંપૂર્ણ કૃતિઓનો ઘણો ભાગ હસ્તલિખિત પ્રતિઓ પરથી ઉતારેલ છે, તેમાંની કોઈ કોઈ કૃતિઓ કદાચ એક યા વધારે સ્થળે છપાઈ પણ ગયેલ હશે. છતાં મેં જે જે ભંડારની હસ્તપ્રત પરથી ઉતારેલ છે, તેનું જ નામ આપેલ છે. જે થોડો ભાગ છાપેલી પ્રતિઓ કે ખૂંકા પરથી ઉતાર્યો છે, તેમાંથી કોઈ કોઈ કૃતિઓ કદાચ એક યા વધારે સ્થળે પણ છપાયેલ હશે. પરન્તુ મેં જે પ્રતિ કે ગ્રંથ પરથી ઉતારેલ છે, તેનું જ નામ મુખ્ય રીતે આપ્યું છે; છતાં તે કૃતિ બીજા કોઈ ગ્રંથમાં છપાયાનું મારા જાણવામાં આવ્યું હશે, તો ત્યાં તે ગ્રંથનું નામ પણ જોડે આપી દીધેલ છે.

નાની નાની છંદ, સ્તુતિ, સ્તવન વગેરે મળીને કુલ ૧૬ કૃતિઓ

ઉતારતી વખતે તે કયા પુસ્તકમાંથી ઉતારી?—તેની નોંધ કરવી રહી જઈ હોવાથી તે તે પુસ્તકોનું નામ તેની નીચે આપી શકાયું નથી. પ્રાયઃ આ કૃતિઓ બહુ પ્રચલિત હોઈ ઘણાં પુસ્તકોમાં છપાણી હશે, એમ જાણીને તે જેમાંથી ઉતારી હશે, તે પુસ્તકોનાં નામ લખી લેવાની તે વખતે જરૂર નહિ લાગી હોય, તેથી જ લખ્યાં નહિ હોય એમ લાગે છે.

મારા ધારવા પ્રમાણે શ્રી પાર્શ્વનાથ પ્રભુજીનાં બીજાં તીર્થો કરતાં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીનાં સ્તુતિ-સ્તોત્રાદિ વધારે પ્રમાણમાં બન્યાં છે.

મેં તો ફક્ત ૭-૮ ભંડારોમાંથી જ સંગ્રહ કર્યો છે. હજુ નાના મોટા સેંકડો ભંડારો છે, તેમાં જોવાથી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજી સંબંધી અનેક કૃતિઓ મળી આવવાની સંભાવના છે. પરન્તુ આ પુસ્તક બહુ મોટું થઈ જવાના ડરથી બીજા ભંડારો તપાસીને તેમાંથી સંગ્રહવાનું મારે મુલતવી રાખવું પડ્યું હતું.

આદિ, અંત કે મધ્યમાં મંગલાચરણ રૂપે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીની સ્તુતિ જેમાં કરી હોય એવા ગ્રંથો તો ઘણા જ હશે. પણ મેં તો વાનકી રૂપે થોડાક ગ્રંથોનું મંગલાચરણ આમાં આપેલ છે. તે ઉપરાંત નાની મોટી કૃતિઓ પણ ઘણી જ હશે. આવી કેટલીક કૃતિઓની પ્રેસકોપી મારી પાસે મોજૂદ હોવા છતાં તે કૃતિઓ બહુ મોટી હોઈ, આ પુસ્તકનું કદ વધી જવાના ભયથી, તેને મેં આમાં આપેલ નથી.

**ભાવના**—અનેક વાર શંખેશ્વરજી જઈ, ત્યાં વધારે વખત સુધી સ્થિરતા કરી, ત્યાંની વર્તમાન સ્થિતિનો અનુભવ કરીને તથા અનેક ગ્રંથો અને શિલાલેખોનું અવલોકન કરીને તેમાંથી શંખેશ્વરજી સંબંધી ઐતિહાસિક વર્ણન મેળવીને તે બધું આ પુસ્તકના પહેલા ભાગમાં પ્રકરણો પાડીને આપવામાં આવ્યું છે. જ્યારે અનેક ભંડારો-

ઓમાંની હસ્તલિખિત પ્રતિઓ કે પાનાંમાંથી તથા છપાયેલાં પુસ્તકો-માંથી પણ શ્રી શંખેશ્વરજી સંબંધીની કૃતિઓ મેળવી તેના વિભાગો પાડીને આ પુસ્તકના બીજા ભાગમાં આપેલ છે. તે ઉપરાન્ત પરિ-શિષ્ટો, શિલાલેખો અને તેનું ભાષાંતર વગેરે આપીને તથા વિષયાનુ-ક્રમણિકા, ગ્રંથો તેમ જ કૃતિઓની (કર્તાઓનાં નામો સાથે) સાલવાર અનુક્રમણિકા, ઉપયોગમાં લીધેલા ગ્રંથોનાં નામ, સાંકેતિક શબ્દોનો ખુલાસો વગેરે આપીને તેમ જ ત્યાંના ભવ્ય જિનમંદિરનાં પંદર મનોહર ચિત્રો આપીને આ ગ્રંથને યથાસાધ્ય સુંદર અને ઉપયોગી બનાવવા પ્રયત્ન કર્યો છે. આ તીર્થ પર શ્રદ્ધા અને ભક્તિ રાખનારા સજ્જનોને તો આ ગ્રંથ ઉપયોગી થશે જ; ઉપરાન્ત પ્રાચીન ભાષા, રીત-રિવાજો, શિલાલેખો, કૃતિઓ અને પ્રાચ્ય વિદ્યા ઉપર પ્રેમ ધરાવનારા અને તેને જાણવાની ઇચ્છા ધરાવનારા સજ્જનોને પણ આ ગ્રંથ થોડે ઘણે અંશે ઉપયોગી થશે, એમ હું માનું છું. શ્રી શંખેશ્વરજીની યાત્રાએ જનારા યાત્રાળુઓને આ પુસ્તક ત્યાંની બધી માહિતી પૂરી પાડતું હોવાથી સહાયક થશે જ, પરંતુ આ પુસ્તકને ઘરે બેઠાં બેઠાં વાંચ-નારાઓને પણ શ્રી શંખેશ્વરજીની યાત્રાનો આનંદ થોડે ઘણે અંશે તો જરૂર મળશે જ. આ રીતે આ પુસ્તક જૈન-અજૈન સમાજને થોડે ઘણે અંશે પણ ઉપયોગી થશે, તો હું મારો પરિશ્રમ સફળ થયો માનીશ.

સમસ્ત જૈન સમાજની, તેમાં પણ ખાસ કરીને રાધનપુર, પાટણ અને શંખેશ્વરની આસપાસનાં ગામોના જૈનોની આ તીર્થ પર વિશેષ શ્રદ્ધા અને ભક્તિ હોવાથી આ પુસ્તકની પહેલી આવૃત્તિ જલદીથી ખલાસ થઈ જવાની સંભાવના હોવાથી આની બીજી આવૃત્તિ તાકીદે બહાર પાડવી પડશે, એમ લાગે છે. જો એમ થશે તો તે દરમ્યાન શ્રી શંખેશ્વરજી સંબંધી જે કાંઈ વિશેષ હકીકત અને નવી નવી કૃતિઓ પ્રાપ્ત થશે, તે પણ તેમાં દાખલ કરવામાં આવશે.

જો અનુકૂળ સંયોગો પ્રાપ્ત થશે તો આ પુસ્તકના પહેલા ભાગમાંથી સંક્ષેપમાં ઐતિહાસિક વર્ણનની અને બીજા ભાગમાંથી પ્રચલિત કૃતિઓને ચૂંટી કાઢીને તેની નાની નાની ટ્રેક્ટ જુદી પ્રગટ કરાવવાની ભાવના છે.

ધન્યવાદ—આ પુસ્તકના મેટરને સુંદર રીતે ગોઠવવામાં, પ્રુફ સંશોધનમાં અને પુસ્તકને દરેક રીતે આકર્ષક બનાવવાના કાર્યમાં પૂર્ણ સહકાર આપનાર સાયલા (હાલ અમદાવાદ) નિવાસી ન્યાયતીર્થ તર્કભૂષણ પં. રતિલાલ દીપચંદ દેશાઈને, ભંડારો અને ગ્રંથોમાંથી કૃતિઓ તથા ઉતારા મેળવવામાં સહાય કરનાર મુનિ વિશાલવિજયજીને, ઘણા ગ્રંથોના કર્તા તથા તેનો રચનાકાળ મેળવવામાં સહાય કરનાર પંડિતવર્ય લાલચંદ્ર ભગવાનદાસ ગાંધીને, શુદ્ધિપત્રક બનાવી આપનાર લોંગડી (ભાવનગર સ્ટેટ) નિવાસી વ્યાકરણતીર્થ પંડિત અમૃતલાલ તારાચંદને, મૂ. ના. શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીના એક જ જાતના બે અલભ્ય જૂના ફોટા મેળવી આપનાર રાધનપુરનિવાસી શ્રીયુત જેશિંગલાલ નેમચંદ ધામીને, સેવાભાવે શ્રી પંચતીર્થીનો નકશો બનાવી આપનાર વળાનિવાસી ભાવનગર સ્ટેટના એન્જીનીયર શ્રીયુત મહેતા શાંતિલાલ ગંભીરચંદ રાયચંદને, જે જે ભંડારોની હસ્તપ્રતિઓ પરથી કૃતિઓ ઉતારીને આમાં આપવામાં આવી છે, તે તે ગ્રંથોના કર્તા, સંગ્રાહકો, સંપાદકો અને પ્રકાશકોને, તેમ જ આ પુસ્તકને અંગે શ્રી શંખેશ્વરજીમાં દરેક બાબતોની માહિતી મેળવવામાં મદદ આપનારા અને આ પુસ્તક લખાતું હતું તે દરમ્યાન વખતો વખત જે જે બાબતોના ખુલાસા પૂછવામાં આવતા તેના વિગતવાર ચીવટથી જવાબ આપનારા શ્રી શંખેશ્વરજી કારખાનાના હાલના મુખ્ય મુનીમ વસોવાળા શા. બાલાભાઈ જોઈતાદાસ, દોસી સરૂપચંદ મોમાયા કીલીદાર, શા. જીવરામ વખતચંદ આંગી કારકુન અને પલાંસવા (કચ્છ વાગડ) વાળા શા. અદેસંગ મંગળજી વાસણ-ગોદડાં કારકુન તેમ જ હરકોઈ રીતે પણ આમાં

મદદ આપનારા બીજા સજ્જનોને ધન્યવાદ આપવાનું મારે ભૂલવું ન જોઈએ.

આ પુસ્તકમાં શંખેશ્વરના જિનમંદિરનાં જુદાં જુદાં સુંદર ચિત્રો આપ્યાં છે, તેની સાથે શ્રી મૂળનાયકજી ભગવાનનું સુંદર ચિત્ર આપવાની ઘણી જ ઇચ્છા હતી. પણ શ્રી. જેશિંગલાલભાઈ પાસેથી મળેલ જૂના ફોટા ઉપરથી સારો બ્લોક બની શકે એમ ન હોવાથી અને શંખેશ્વર તીર્થની પેઢીવાળાને તથા અમદાવાદની કમિટિને પુછાવવા છતાં નવો ફોટો લેવાની રજા ન મળવાથી એ ઇચ્છા જતી કરવી પડી છે.

અંતે—પૂજ્યપાદ મારા દાદાગુરુ અને પૂજ્યપાદ મારા ગુરુવર્યની અસીમ કૃપાથી આ પુસ્તકને પૂર્ણ કરીને હું જૈન સમાજ સમક્ષ રજૂ કરવા ભાગ્યશાળી થયો છું. તેમના ચરણોને વારંવાર નમન કરતો અને શ્રી શંખેશ્વરજી સંબંધી તથા બીજાં તીર્થો સંબંધી પણ આથીયે સુંદરતમ સાહિત્ય તૈયાર કરીને પ્રગટ કરાવવાનું સામર્થ્ય અર્પે એવી તે પૂજ્યો પાસે પ્રાર્થના કરતો હું મારું વક્તવ્ય અહીં જ સમાપ્ત કરું છું ૐ શાંતિ શાંતિઃ શાંતિઃ ।

વલભીપુર વળા (કાઠિયાવાડ)
જ્ઞાનપંચમી
વીર સં. ૨૪૬૮, ધર્મ સં. ૨૦

વૃદ્ધિ-ધર્મ-ચરણોપાસક-
મુનિ જયંતવિજય

# બીજી આવૃત્તિનું કિંચિદ્ વક્તવ્ય

આ પહેલા ભાગની પહેલી આવૃત્તિમાં ૧૬ પ્રકરણો આપ્યાં હતાં, અને 'શ્રી શંખેશ્વરતીર્થની પંચતીર્થી' તથા 'શ્રી શંખેશ્વર તીર્થની ત્રણ પ્રદક્ષિણા' આ બંને વસ્તુઓ, તેમાં આવતાં ગામોની વિશેષ હકીકત સાથે, બીજા અને ત્રીજા પરિશિષ્ટોમાં આપેલી હતી. તે વસ્તુઓ ત્યાંથી કાઢી લઈને સત્તરમા તથા અઢારમા પ્રકરણ તરીકે આમાં આપી છે, એટલે પહેલા ભાગની આ બીજી આવૃત્તિમાં કુલ ૧૮ પ્રકરણો આપ્યાં છે. પછી પહેલા પરિશિષ્ટમાં આ મંદિરના તમામ (૬૭) શિલાલેખો અને તેનું ગુજરાતી ભાષાંતર આપ્યું છે. બીજા પરિશિષ્ટમાં શંખેશ્વર ગામ સંબંધી બે ફરમાનોની છબીઓ, ફરમાનોનું ફારસી ભાષાનું લખાણ અને તેનું લિપ્યન્તર, તેમ જ તે અંગેનો ઇંગ્લીશ નિબંધ અને તે નિબંધનું ગુજરાતી ભાષાંતર આપ્યું છે. આ બે ફરમાનોની છબીઓ તથા એના ઉપરનું અંગ્રેજી લખાણ ખાનબહાદુર એમ. એસ. કોમિસરીયેટ M. A., I. E. S. (Ret)—એમણે "ધી જર્નલ ઑફ ધી યુનિવર્સીટી ઑફ બોમ્બે"ના પુસ્તક ૯, ભાગ ૧ના જુલાઈ ૧૯૪૦ના અંકમાં 'ઇમ્પીરિયલ મુગલ ફરમાન્સ ઇન ગુજરાત' એ મથાળા નીચે અંગ્રેજીમાં લખેલ નિબંધમાંથી લેવામાં આવેલ છે. અને ત્રીજા પરિશિષ્ટમાં 'પુરુષાદાનીય શ્રીપાર્શ્વનાથ ભગવાન અષ્ટોત્તરશતનામાષ્ટક' નામની કવિતા આપી છે.

પહેલી આવૃત્તિમાં પરિશિષ્ટોને છેડે 'પુરવણી' અને તેની પછી પુરવણીનું અનુસંધાન આપ્યું હતું, તે બીજી આવૃત્તિમાંથી કાઢી નાંખીને તેનું લખાણ યથાયોગ્ય રીતે પ્રકરણોમાં સૌ સૌને સ્થાને ગોઠવી દીધું છે. તેમ જ પહેલી આવૃત્તિ પ્રગટ થયા પછી આજસુધીમાં શ્રીશંખેશ્વરજી સંબંધી જે કાંઈ નવું જાણવાનું મળ્યું તે આમાં યથાયોગ્ય સ્થાને દાખલ કરેલ છે. અને સ્તુતિ-સ્તોત્રાદિ

નવી કૃતિઓ પણ ઘણી મળી છે, તે બીજા ભાગની બીજી આવૃત્તિમાં દાખલ કરવામાં આવશે.

એકંદરે પહેલી આવૃત્તિ કરતાં આ બીજી આવૃત્તિમાં ઘણો સુધારો અને વધારો થયો છે. પહેલી આવૃત્તિમાં આ તીર્થ સંબંધી ૧૫ છબીઓ છૂટી છૂટી આપી હતી, જ્યારે આમાં ૧૬ છબીઓ એક સાથે જ આલ્બમ તરીકે આપી છે. તે ઉપરાંત પૂજ્ય ગુરુવર્યોની બે અને બે ફરમાનોની બે છબીઓ આપી છે. યાત્રાળુઓની સગવડતાની ખાતર ગ્રંથમાલાએ, પંચતીર્થીના નકશા સાથે, આલ્બમની જૂદી નકલો પણ છપાવીને પ્રગટ કરી છે.

પહેલી આવૃત્તિના વક્તવ્યમાં લખ્યું હતું તેમ, આ પહેલા ભાગના ઐતિહાસિક આદિ વર્ણનની સંક્ષિપ્ત બૂક, અને બીજા ભાગમાંથી બહુ પ્રચલિત સ્તવન-ચૈત્યવંદન-સ્તુતિ આદિના સંગ્રહની નાની બૂક પણ અલગ પ્રગટ કરવાની ભાવના છે. અનુકૂલ સંજોગો પ્રાપ્ત થશે તો એ કાર્ય પણ જલદીથી બની આવશે. इति शम् ।

મુનિ જયંતવિજય

# અનુક્રમણિકા

## પ્રકાશકનું નિવેદન વગેરે : કુલ પૃષ્ઠ ૩૬



## ભાગ પહેલો : ઇતિહાસ વર્ણન આદિ : કુલ પૃષ્ઠ ૨૩૬

# સાંકેતિક શબ્દોનો ખુલાસો

અં૦=અંક
આ. શ્રી. જ્ઞા. વિ. સૂ. જ્ઞાન-ભંડાર=આચાર્ય શ્રી. જ્ઞાન-વિમલસૂરિ જ્ઞાનભંડાર
ઐ૦ ગુ૦ હ૦=ઐતિહાસિક ગુજ-રાતી હસ્તલિખિત
જૈન શ્વે૦ કૉ૦=જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ
તા૦=તારીખ
ત્રિ૦ શ૦ પુ૦ ચરિત્ર=ત્રિષષ્ટિશલાકા-પુરુષચરિત્ર
નં૦=નંબર
પરિ૦-પરિશિષ્ટ
પં૦=પંન્યાસ, પંડિત
પુ૦=પુસ્તક
પૃ૦=પૃષ્ઠ
પ્ર૦=પ્રકાશ, પ્રકરણ, પ્રકાશક
ભ૦=ભગવાન
ભા૦=ભાગ
મુ.મ.=મુનિમહારાજ
મૂ૦=મૂર્તિપૂજક
મૂ૦ ના૦જી=મૂલનાયકજી
રૂ.=રૂપિયા
લે૦=લેખ (શિલાલેખ)
વ૦=વદિ
વિ. સં.=વિક્રમસંવત
વૈ૦=વૈશાખ
શંખે૦=શંખેશ્વર
શા૦=શાહ
શુ૦=શુદિ
શ્લો.=શ્લોક
શ્વે૦=શ્વેતામ્બર
સં.=સંવત ( વિક્રમસંવત)
સ્તો૦-સ્તોત્ર
સ્વ.=સ્વર્ગસ્થ

શિલાલેખોમાં આવતા સાંકેતિક શબ્દોનો ખુલાસો આ પ્રમાણે સમજવો—

का० = कारित
दो० = दोशी
द्वि० = द्वितीय
प्र० = प्रथम, प्रतिष्ठित
प्रति०= प्रतिष्ठित
बा० = बाई
भा० = भार्या
भ्रा० = भ्रातृ
श्रा० = श्रावक
श्रे० = श्रेष्ठी
स० = सघवी
सो० = सोनी

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૨ | પરિપાર | પરિવાર |
| ૪૫ | ૨૪ | જિનપ્રભુસૂરિ | જિનપ્રભસૂરિ |
| ૪૭ | ૧૫મી પંક્તિ તરીકે હેડીંગ ઉમેરવું: આ મૂર્તિનો પ્રાચીન ઇતિહાસ. | | |
| ,, | ૧૮ | બંબની | તે બિંબની |
| ,, | ૨૧ | વમાનિક | વૈમાનિક |
| ૫૮ | ૧૧ | સ્તવનમાં | સ્તવનમાં ) |
| ૬૦ | ૧૦ | અહિક | ઐહિક |
| ૬૪ | ૨૪ | ગુરા | ગુરૌ |
| ૭૧ | ૭ | વિભાગ | ( વિભાગ |
| ૧૦૩ | ૨૦ | બંધાવ્યું | બંધાવ્યું૬૪ |
| ૧૦૭ | ૧૬ | ગંગાધરનિવાસી | ગંધારનિવાસી |
| ૧૧૦ | ૮ | પાંચમો જીર્ણોદ્ધાર | ૫ પાંચમો ઉદ્ધાર |
| ૧૧૬ | ૪ | શંગાર | શૃંગાર |
| ૧૨૮ | ૧૧ | વશાખ | વૈશાખ |
| ૧૩૮ | ૫ | માહના | મહિના |
| ૧૫૩ | ૨૪ | હોય | હોવા |
| ૧૭૫ | ૨ | ઝનાબાદ | ઝૈનાબાદ |
| ૧૮૬ | ૧૧ | (૧૬) | (૧૭) |
| ૨૧૪ | ૧૯ | ૧૭૭૨ના | ૧૭૨૨ના |
| ૨૨૬ | ૧૦ | klnd | kind |

ઉપર મુખ્ય મુખ્ય અશુદ્ધિઓ આપવામાં આવી છે. આ ઉપરાંત છાપતી વખતે રેફ, હ્રસ્વઇ, દીર્ઘઈ, અનુસ્વાર વગેરે ઊડી જવાના કારણે થયેલી અશુદ્ધિઓ આગળ-પાછળના અનુસંધાનથી સુધારી શકાય એમ છે.

# આ પુસ્તકના બન્ને ભાગ માટે ઉપયોગમાં લીધેલા ગ્રન્થોની યાદી


૧ અષ્ટોત્તરી તીર્થમાળા
૨ અમરસેન જયસેન રાસ
૩ અભિધાનચિંતામણિ સટીક
૪ અંચલગચ્છીય પંચપ્રતિક્રમણસૂત્ર
૫ અંચલગચ્છીય બૃહત્ પટ્ટાવલી, ભાષાન્તર
૬ ઉપદેશકલ્પવલ્લી
૭ ઉપદેશપ્રાસાદ, ભા૦ ૧
૮ ઉપદેશપ્રાસાદ, ભા૦ ૪
૯ ઉદયદીપિકા
૧૦ ઉત્તરાધ્યયન સૂત્રવૃત્તિ (પં૦ ભાવવિજય ગણિ)
૧૧ ઐતિહાસિક રાસ સંગ્રહ, ભા. ૩ (ય. વિ. ગ્રં.)
૧૨ કલ્પસૂત્ર મૂળ, પાર્શ્વ. ચ.
૧૩ કાલલોકપ્રકાશ
૧૪ ગુર્જર સાહિત્ય સંગ્રહ
૧૫ ગુજરાતનાં ઐતિહાસિક સાધનો, વિભાગ ૧–૨
૧૬ ચઉપન્ન મહાપુરિસ ચરિયં પ્રાકૃત (શીલાંકાચાર્ય)
૧૭ ચૈત્યવંદન–સ્તુતિ–સ્તવનાદિ સંગ્રહ ભા. ૧ (શિ. હું.)
૧૮ ચૈત્યવંદન–સ્તુતિ–સ્તવનાદિ સંગ્રહ ભા. ૩ (શિ. હું.)
૧૯ ચૈત્યવંદન સમુચ્ચય(જાલોર)
૨૦ ચૈત્યપરિપાટી
૨૧ જગડુચરિત્ર મહાકાવ્ય
૨૨ જયાનંદકેવલિચરિત્ર, ગદ્ય
,, પદ્ય
૨૩ જેસલમેર શિલાલેખ સંગ્રહ (પૂ. ના.)
૨૪ જૈન સ્તોત્ર સંગ્રહ, ભા. ૨ (ય. વિ. ગ્રં.)
૨૫ જૈન પ્રબોધ, ભા. ૧
૨૬ જૈન ગુર્જર કવિઓ, ભા. ૧
૨૭ ,, ભા. ૨
૨૮ જૈન રાસમાળા, ભા. ૧ (સં. મો. દ. દે.)
૨૯ જૈન સાહિત્ય સંશોધક,ભા. ૧, અંક ૧–૪ (ત્રિમાસિક)
૩૦ જૈન સત્ય પ્રકાશ, વર્ષ ૧, અંક ૫ (માસિક)
૩૧ જૈન શ્વે. કો. હેરલ્ડ, સચિત્ર ખાસ ઐતિહાસિક–સાહિત્ય અંક, જુલાઈ–ઓક્ટોબર, ૧૯૧૫

૩૨ જૈન સ્તોત્ર સંદોહ, ભા. ૧ (પ્ર. સા. ન.)
૩૩ જૈન સ્તોત્ર સંદોહ, ભા. ૨ (પ્ર. સા. ન.)
૩૪ જૈન કાવ્ય પ્રકાશ, ભા. ૧ (ભી. મા.)
૩૬ જૈન વાર્ષિક ઉત્તમ પર્વો (મા. ઉ. રા.)
૩૭ જૈન યુગ, પુસ્તક ૪ (માસિક)
૩૮ જૈન સાહિત્ય સંશોધક, ખંડ ૧ અંક ૩ (ત્રિમાસિક)
૩૯ જૈન સાહિત્ય સંશોધક, ખંડ ૧, અંક ૩ (ત્રિમાસિક)
૪૦ જૈન પ્રશસ્તિ સંગ્રહ, ભા. ૧ તથા ભા. ૨
૪૧ જૈન ધર્મ પ્રકાશ પુ. ૫૬, અંક ૧૦ (માસિક)
૪૨ ટ્રીગ્નોમેટ્રીકલ સર્વેના અંગ્રેજી નકશો (English Map)
૪૩ તપાગણપતિગુણપદ્ધતિ
૪૪ તપાગચ્છ પટ્ટાવલી
૪૫ તીર્થંકર ચરિત્ર (અમરચંદ્રસૂરિ)
૪૬ તીર્થ ગાઈડ
૪૭ ત્રિ. શ. પુ. ચ. મહાકાવ્ય, પર્વ ૧ (હેમચંદ્રાચાર્ય)
૪૮ ત્રિ. શ. પુ. ચ. મહા પર્વ ૮ (હેમચંદ્રાચ
૪૯ ત્રિ. શ. પુ. ચ. મહા પર્વ ૯ (હેમચંદ્રાચ
૫૦ ત્રૈલોક્યપ્રકાશ (હેમપ્રભ
૫૧ દિગ્વિજયમહાકાવ્ય
૫૨ દીક્ષાવિધિ (ય. વિ.
૫૩ દેવવંદનમાળા
૫૪ દેવાનંદ મહાકાવ્ય ખે. જી. દોસી)
૫૫ દ્રવ્યલોકપ્રકાશ
૫૬ નાભિનંદનજિનોદ્ધાર પ્ર
૫૭ નેમિનાથચરિત્ર, પ્ર હસ્તલિખિત (મલ હેમચંદ્ર)
૫૮ નેમિનાથ ચરિત્ર, (ગુણવિજય)
૫૯ નેમિનાથ ચરિત્ર, (ઉપા. કીર્તિવિજયજી
૬૦ નેમિનિર્વાણ (વાગ્ભટ)
૬૧ પટ્ટાવલીસમુચ્ચય ભા. ૧
૬૨ પત્તનસ્થ જૈન ભાંડાગાર ગ્રન્થસૂચિ
૬૩ પદ્મવિજયજી નિર્વાણ રા
૬૪ પંચ પ્રતિક્રમણ સ (અ. જ્ઞા. પ્ર. મં.)
૬૫ પાંડવચરિત્ર મહાકાવ્ય (પં. શુભવર્ધન ગણી)

૬ પાંડવચરિત્ર મહાકાવ્ય (મલધારી શ્રીદેવપ્રભસૂરિ) પાર્શ્વનાથ નામમાળા
૬૭ પાંડવચરિત્ર, ગદ્ય(ય.વિ.ગ્રં.)
૬૮ પાર્શ્વનાથચરિત્ર ( શં. પા. પ્રબન્ધ ) (જ્ઞાનકુશળ )
૬૯ પુરાતન પ્રબન્ધ સંગ્રહ (સં. જિ. વિ. )
૭૦ પૃથ્વીચંદ્રચરિત્ર, ગદ્ય
૭૧ પ્રબન્ધ કોશ–ચતુર્વિંશતિ–પ્રબન્ધ ( સં. જિ. વિ.)
૭૨ પ્રબન્ધચિન્તામણિ ભા. ૧ (સં. જિ. વિ. )
૭૩ પ્રકરણાદિ વિચારગર્ભિત સ્તવન સંગ્રહ(જૈ.ધ.પ્ર.સ.)
૭૪ પ્રદ્યુમ્નચરિત્ર(રત્નચંદ્રગણી)
૭૫ પ્રવચનસારોદ્ધાર સટીક
૭૬ પ્રગટપ્રભાવી પાર્શ્વનાથ
૭૭ પ્રાચીન જૈન લેખસંગ્રહ, ભા. ૨ (સં. જિ. વિ. )
૭૮ પ્રાચીન ગુર્જર કાવ્ય સંગ્રહ
૭૯ પ્રાચીન સ્તવન રત્નસંગ્રહ, ભા. ૧ (શેઠ જ. ભ.)
૮૦ પ્રાચીન તીર્થમાળા સંગ્રહ, ભા. ૧ (ય. વિ. ગ્રં. )
૮૧ ભાવલોકપ્રકાશ
૮૨ ભાનુચંદ્ર ચરિત્ર. ( સં. મો. દ. દે.)
૮૩ મણિભદ્રાદિકોના છંદો, ભા.૧
૮૪ મન્ત્રાધિરાજ ચિન્તામણિ (પ્ર. સા. ન. )
૮૫ માધવાનલ ચતુષ્પદી
૮૬ રત્નસાગર, ભા. ૧
૮૭ રાસમાળા (ડૉ. ફાર્બસ)
૮૮ વસ્તુપાલચરિત્ર ( જિન-હર્ષગણિ )
૮૯ વસ્તુપાલપ્રબન્ધ
૯૦ વસ્તુપાલ–તેજપાલ રાસ ( મેરુવિજય)
૯૧ વિજયપ્રશસ્તિ મહાકાવ્ય
૯૨ વિજયદેવસૂરિમાહાત્મ્ય, ભા.૧
૯૩ વિચારસારપ્રકરણ ( પ્રદ્યુમ્નસૂરિ )
૯૪ વિવિધતીર્થકલ્પ (એ. સો. બેંગાલ; સિં. ગ્રં.)
૯૫ વિવિધ પૂજા સંગ્રહ
૯૬ વિહાર વર્ણન, –ભા. ૨ (જ. વિ., અપ્રકટ )
૯૭ વીરવિજય રાસ
૯૮ વીરવંશાવળી
૯૯ વૃદ્ધિવિજયજી રાસ ( કવિ સુખલાલ )
૧૦૦ વૈરાગ્ય ભાવના
૧૦૧ શત્રુંજયમાહાત્મ્ય, ગદ્ય.
૧૦૨ શત્રુંજયમાહાત્મ્ય, પદ્ય.

૧૦૩ શલોકા સંગ્રહ (ભી. મા.)
૧૦૪ શંખેશ્વર પાર્શ્વનાથ ( મ. ન્યા. શાહ )
૧૦૫ શં. પા. પંચકલ્યાણક ગર્ભિત પ્રતિષ્ઠાકલ્પ, હસ્ત-લિખિત
૧૦૬ શિલાલેખ સંગ્રહ (પૂ. ના.)
૧૦૭ શ્રાદ્ધવિધિ
૧૦૮ સમરારાસુ
૧૦૯ સૂક્તસંચય ( સંગ્રાહક મંગળવિજયજી )
૧૧૦ સ્તવનાદિ સંગ્રહ ( સં. પો. સા. શાહ )
૧૧૧ સ્તોત્ર સમુચ્ચય (સં. ચતુરવિજયજી )
૧૧૨ હીરસૌભાગ્ય મહાકાવ્ય
૧૧૩ ક્ષેત્રલોકપ્રકાશ

## આ પુસ્તક છપાવવામાં

## અગાઉથી સહાયતા આપનારા સજ્જનોનાં નામો

| રકમ | નામ | ગામ | જિલ્લો |
|---|---|---|---|
| ૧૦૧) | શેઠ છોટાલાલભાઈ નાનચંદ આણંદજી | ભાવનગર | (કાઠિયાવાડ) |
| ૧૨૫) | શેઠ અમૃતલાલ ખુશાલચંદ | પંચાસર | (રાધનપુર સ્ટેટ) |
| ૨૫) | શાહ ચીમનલાલ મોહનલાલ | ,, | ,, |
| ૨૦૦) | શેઠ ડામરશી રાયચંદ | સમી | ,, |
| | ( આચાર્ય મહારાજ શ્રી. વિજયભક્તિસૂરીશ્વરજીના સદુપદેશથી.) | | |
| ૬૨૫) | શાહ મોહનલાલ પરસોતમદાસ | મુંજપુર | (રાધનપુર સ્ટેટ) |
| ૫૧) | શાહ મૂલચંદ ખેંગારદાસ | ,, | ,, |
| ૨૫) | ગાંધી લીલચંદ નથુચંદ | ખોલેરા | ,, |
| ૨૫) | સંઘવી વાડીલાલ છગનલાલ | કુંવારદ | ,, |
| ૨૫) | શેઠ પ્રેમચંદ વેલસીભાઈ | ,, | ,, |
| ૫૧) | ગાંધી મોહનલાલ વખતચંદ હઃ તેમનાં ધર્મપત્ની શ્રાવિકા મોંઘીબાઈ, | રણોદ | (તા. વીરમગામ) |
| ૨૫) | ઝવેરી ચુનીલાલ પરસોતમદાસ | ,, | ,, |
| ૨૫) | શેઠ પુંજીરામ ગુલાબચંદ | આસજોલ | (તા. ચાણસ્મા) |

| રકમ | નામ | ગામ | જિલ્લો |
|---|---|---|---|
| ૨૫) | શાહ મણિલાલ મગનલાલ | બહુચરાજી | (તા. ચાણસમા) |
| ૨૫) | રતિલાલ જમનાદાસ | ,, | ,, |
| ૪૧) | શાહ કેશવલાલ અમથાલાલ, શા. બબલદાસ કચરાદાસ તથા શા. માધવલાલ શામળદાસ | ,, | ,, |
| ૩૧) | ઝવેરી દીપચંદ લલ્લુભાઈ | શંખલપુર | ,, |
| ૨૬) | શાહ વાલચંદ જેઠીદાસ | ,, | ,, |
| ૨૫) | શાહ પુરુષોતમદાસ અમુલખ | ,, | ,, |
| ૨૫) | શાહ કેશવલાલ અમુલખ | ,, | ,, |
| ૨૫) | શાહ દીપચંદ લલ્લુભાઈ નથુભાઈ | ,, | ,, |
| ૨૫) | શાહ ડોસાભાઈ વર્ધમાન | ,, | ,, |
| ૨૫) | શાહ હકમચંદ માવજીભાઈ | ,, | ,, |
| ૨૫) | શાહ મણિલાલ ભીખાભાઈ વૈદ્ય | ,, | ,, |
| ૨૫) | શાહ મયાચંદ અમથાલાલ | ,, | ,, |
| ૨૫) | શેઠ વાડીલાલ પુંજમલ | પંચાસર | (રાધનપુર સ્ટેટ) |
| ૫૧) | શ્રી વિઠલાપુર સંઘ સમસ્ત | વિઠલાપુર | (તા. વીરમગામ) |
| ૧૦૧) | શ્રી છનીઆર સંઘ સમસ્ત | છનીઆર | ,, |
| ૧૦૧) | શાહ વીરચંદ સરૂપચંદ | ધનોરા | |

# યાત્રાળુઓએ તીર્થયાત્રામાં પાળવાના
# સામાન્ય નિયમો

૧ તીર્થસ્થાનમાં જઈ તીર્થનાં દર્શન, પૂજા, ભક્તિ વગેરેમાં ખૂબ તલ્લીન થવું.

૨ તીર્થસ્થાનમાં સ્નાત્રપૂજા, અભિષેક, મોટી પૂજા, આંગી, વરઘોડો તથા અઠ્ઠાઈ મહોત્સવ આદિ યથાશક્તિ કરવું અને કરાવવું.

૩ ગુરુમહારાજને હમેશાં વંદન કરવું.

૪ તીર્થ નિમિત્તે ઓછામાં ઓછો એક ઉપવાસ કરવો.

૫ સચિત્ત ભોજનનો ત્યાગ કરવો.

૬ રાત્રિભોજન તથા અભક્ષ્યનો ત્યાગ કરવો.

૭ બ્રહ્મચર્યનું પાલન કરવું.

૮ ભૂમિશયન કરવું.

૯ શક્તિ અનુસાર વ્રત-નિયમો લેવાં અને તેનું પાલન કરવું.

૧૦ જ્ઞાનદાન, સુપાત્રદાન તથા અનુકંપાદાન આપવું.

૧૧ સધર્મી બંધુઓની ભક્તિ કરવી.

૧૨ સવારે તથા સાંજે પ્રતિક્રમણ, સામાયિક, કાયોત્સર્ગ તથા ધ્યાન કરવું.

૧૩ તીર્થની આશાતના ન કરવી.

૧૪ પર્વતિથિએ પૌષધ કરવો.

૧૫ અવકાશના વખતે સારાં સારાં પુસ્તકો વાંચવાં.

૧૬ સાત વ્યસન તથા ચાર વિકથાનો ત્યાગ કરવો.

૧૭ જીવદયાનું રૂડી રીતે પાલન કરવું.

૧૮ ક્લેશ-કંકાસ કરવો નહિ.

૧૯ બીજા યાત્રાળુઓને દુઃખ થાય તેમ કરવું નહિ.

૨૦ મજૂરો, ગાડીવાળા કે કામ કરનારાઓને હેરાન કરવા નહિ, તેમની સાથે ઝઘડો કરવો નહિ; બે પૈસા વધારે આપીને પણ તેમને રાજી કરવા.

૨૧ બીજા યાત્રાળુઓ માટે સગવડ રાખીને પોતાને ખાસ જરૂર પુરતાં જ જગ્યા અને સાધનોથી કામ ચલાવવું.

૨૨ યાત્રા કરવા નીકળેલા સધર્મી બંધુઓનાં દુઃખ દૂર કરવાં, કરાવવાં અથવા તેમના દુઃખમાં ભાગ લેવો, એ ખરેખરું સધર્મિવાત્સલ્ય છે.

૨૩ તીર્થની રક્ષા માટે જે જે ખાતામાં જરૂર હોય તે તે ખાતામાં યથાશક્તિ દ્રવ્યની સહાયતા આપવી.

૨૪ જીર્ણોદ્ધાર તથા સાધારણ ખાતામાં મદદ કરવી.

૨૫ બીજી પણ દરેક ધાર્મિક સંસ્થાઓને મદદ આપવા ચૂકવું ન જોઈએ.

—લેખક

ધર્મજયન્તોપાસક

મુનિ વિશાળવિજયજી

# શંખેશ્વર

# મહાતીર્થ



## ભાગ

## પહેલો



श्रीशङ्खेश्वरपार्श्वनाथाय नमो नमः ।
श्रीमद्विजयधर्मसूरिगुरुभ्यो नमः ।

# શંખેશ્વર મહાતીર્થ

## [ ભાગ પહેલો ]

### પ્રકરણ પહેલું : તીર્થ

જે તારે તે તીર્થ અથવા જેનાથી તરીને સામે કિનારે પહોંચાય તેનું નામ તીર્થ. જેમ સરોવર કે નાની નદીઓ આપા કે તુંબડાથી પાર કરી શકાય છે, મોટી નદીઓ કે સમુદ્ર ઉપર બાંધેલા પુલ મારફત તેને સામે કાંઠે પહોંચી શકાય છે, તેમ ભવ્ય પ્રાણીઓ જેનાથી સંસારરૂપી સમુદ્રને તરીને સામે કાંઠે અર્થાત્ મોક્ષમાં પહોંચી શકે તેનું નામ તીર્થ કહેવાય છે. તીર્થ બે પ્રકારનાં છે: એક જંગમ તીર્થ અને બીજું સ્થાવર તીર્થ. શ્રીતીર્થંકર ભગવંતોએ સ્થાપન કરેલ ગણધર ભગવંતો અને ચતુર્વિધ શ્રીસંઘ એ જંગમ તીર્થ

છે, જ્યારે ચોવીશે તીર્થંકર ભગવંતોનાં પાંચે કલ્યાણુકની ભૂમિઓ, તીર્થંકર મહારાજાઓનાં ચરણુકમળોથી પવિત્ર થયેલી ભૂમિઓ, ઘણા જીવોના આત્મકલ્યાણમાં સાધનભૂત બનેલી ભૂમિઓ અને જિનેશ્વર ભગવંતોનાં મંદિરો વગેરે સ્થાવર તીર્થ છે. સ્થાવર તીર્થોમાં અત્યારે ૧ શત્રુંજય, ૨ ગિરિનાર, ૩ અર્બુદાચળ (આબુ), ૪ સમ્મેતશિખર અને ૫ અષ્ટાપદ આ પાંચ સર્વશ્રેષ્ઠ મહાતીર્થો ગણાય છે; જ્યાંથી ઘણા તીર્થંકર ભગવંતો, ગણધર મહારાજો અને મુનિમતંગજો મોક્ષે ગયા છે, અને ઘણા ભવ્ય પ્રાણીઓએ પોતાનું આત્મકલ્યાણ સાધ્યું છે.

તે ઉપરાંત જે મંદિરોમાંની શ્રીજિનેશ્વર ભગવંતોની મૂર્તિઓ ઘણા કાળની જૂની હોય, દેવોથી પ્રાપ્ત થઈ હોય, જેના અધિષ્ઠાયક દેવો જાગતા હોય અર્થાત્ ભક્તોનાં વિઘ્નોને દૂર કરીને તેમના ઇચ્છિત મનોરથોને પૂર્ણ કરતા હોય તે પણ મહાતીર્થો કહેવાય છે. ભારતવર્ષમાં આ કાળમાં આવાં મહાતીર્થોમાં શ્રીશંખેશ્વર મહાતીર્થ અગ્ર સ્થાન ભોગવે છે. આ તીર્થ કયાં આવ્યું છે અને એ શાથી મહાતીર્થ મનાય છે?—વગેરે હકીકત આગળનાં પ્રકરણો વાંચવાથી જાણવામાં આવશે.

## પ્રકરણ બીજું : શંખેશ્વર ગામ

ઉત્તર ગુજરાતમાંનો થોડો ભાગ વઢિયાર[1] (વર્દ્ધિપથક—વૃદ્ધિકાર) દેશ એ નામથી બહુ પ્રસિદ્ધિમાં આવેલો છે. તેનું મુખ્ય શહેર રાધનપુર છે. તે રાધનપુર સ્ટેટના મુંજપુર મહાલમાં શંખેશ્વર નામનું પ્રાચીન, સુંદર અને રળિયામણું ગામ આવેલું છે. આ ગામનું શંખપુર એવું નામ ઘણા પ્રાચીન શિલાલેખો અને ગ્રંથોમાં[2] મળે છે. એટલે મૂળ તો આ ગામનું નામ શંખપુર હોવું જોઈએ, પરંતુ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથનો મહિમા બહુ વિસ્તાર પામવાથી આ ગામનું નામ પાછળથી શંખપુરને બદલે શંખેશ્વર પડી ગયું હોય એમ લાગે છે. શંખેશ્વર નામ ક્યારથી પડ્યું તે નક્કી કહી

---

૧ 'અંચળગચ્છીય બૃહત્ પટ્ટાવલી' ભાષાન્તર, પૃ. ૭૪, તથા સ્તોત્રાંક*—૪૧, ૪૨, ૪૭, ૫૦, ૫૩, ૫૪, ૯૮, ૧૬૩ વગેરે અનેક સ્તોત્રો અને ગ્રંથોમાં વઢીઆર દેશનો ઉલ્લેખ મળી આવે છે.

૨ સ્તોત્રાંક—૧, ૨, ૩૫, ૧૩૯, ૧૪૮, ૧૫૧, ૧૫૩, ૧૫૮ વગેરે ઘણે ઠેકાણે શંખપુર નામ આપેલ છે.

---

* અહીં તેમ જ આગળ જ્યાં જ્યાં 'સ્તોત્રાંક' કે '(સ્તો૦)' લખેલ છે ત્યાં ત્યાં 'શંખેશ્વર મહાતીર્થ' ભાગ બીજામાં આપેલ તે તે અંકવાળાં કલ્પ, સ્તુતિ કે સ્તોત્ર સમજવાં.

શકાય તેમ નથી; કેમ કે છેલ્લા કેટલાક સૈકાઓથી આ ગામનું નામ શંખેશ્વર ચાલુ હોવા છતાં, આનું શાસ્ત્રીય નામ શંખપુર હોવાથી, આધુનિક લેખકો પણ પોતાનાં ગ્રંથો કે સ્તવનાદિમાં શંખપુર તરીકે પણ આ ગામનો ઉલ્લેખ કરે છે.

## ગામની પ્રાચીનતા અને જાહોજલાલી

શંખેશ્વર મહાતીર્થનો ઐતિહાસિક કાળ, મહામંત્રી સજ્જનશાહે વિ. સં. ૧૧૫૫માં શંખેશ્વરમાં મંદિર બંધાવ્યું ત્યારથી શરૂ થાય છે. પરંતુ તે પહેલાં પણ શંખેશ્વર ગામની જાહોજલાલી બહુ સારી હતી, એમ નીચેની બીનાથી જાણી શકાય છે.

કલકત્તાની 'સિંઘી જૈન ગ્રંથમાલા'ના બીજા ગ્રંથાંક તરીકે પ્રકટ થયેલ "પુરાતન પ્રબંધ સંગ્રહ" અન્તર્ગત (૩) 'વનરાજવૃત્ત' (G,માં લખ્યું છે કે – "જૈનાચાર્ય શ્રીમાન્ શીલગુણસૂરિજીએ વનરાજને, તે હિંસા કરતો હોવાથી, પોતાના ઉપાશ્રયમાંથી કાઢી મૂકયો. ત્યારપછી પોતાના દોસ્તોની સાથે વનરાજે શંખેશ્વર અને પંચાસરની વચ્ચેની ભૂમિમાં રહીને ચૌર્યવૃત્તિથી કેટલોક સમય વીતાવ્યો હતો." આ ઉપરથી જણાય છે કે – ઐતિહાસિક દૃષ્ટિથી પણ શંખેશ્વર ગામ વિ. સં. ૮૦૨થી પણ વધારે પ્રાચીન છે.

ચરમ તીર્થનાયક શ્રીવીર ભગવાનથી ૩૫મી પાટે થયેલા અને જેઓ વિ. સં. ૯૯૪માં વિદ્યમાન હતા તે શ્રીમાન્ ઉદ્યોતનસૂરિજીના પરિવારમાંના, ચોરાસી આચાર્યોમાંથી તેમના મુખ્ય પટ્ટધર શ્રીમાન્ સર્વદેવસૂરિજી સપરિવાર

વિહાર કરતા કરતા અહીં (શંખેશ્વર) આવીને (લગભગ વિ. સં. ૧૦૨૦માં) ચોમાસું રહ્યા હતા. તેમણે પોતાની છેલ્લી જિંદગી કદાચ શંખેશ્વરમાં જ વીતાવી હશે, અથવા તો ત્યાંના શ્રાવકોના આગ્રહથી તેઓ વખતોવખત ત્યાં પધારતા હશે, તેથી તેમની પરંપરાના મુનિઓ શંખેશ્વરગચ્છીય તરીકે ઓળખાવા લાગ્યા. અર્થાત્ આ શંખેશ્વર ગામના નામ ઉપરથી શંખેશ્વર ગચ્છ[3] નીકળ્યો.

આ શ્રીમાન્ સર્વદેવસૂરિજી શંખેશ્વરમાં ચોમાસું રહ્યા હતા, તે વખતે તેમણે લોહિયાણપુર (મારવાડ) ના ત્યાં આવેલા રાજાને ચમત્કાર દેખાડી, પ્રતિબોધ કરી, શ્રાવક બનાવીને બાર વ્રત ઉચ્ચરાવ્યાં હતાં.

પાંચ વર્ષ બાદ તે રાજા પાછો મિથ્યાત્વી થઈ જવાનું સાંભળવાથી શ્રીસર્વદેવસૂરિજી મહારાજે પોતાની આકર્ષણી વિદ્યાના બળથી તે રાજાને શંખેશ્વર ગામમાં પોતાના ઉપાશ્રયમાં આકર્ષી મંગાવીને ઉપદેશ આપી તેનું મિથ્યાત્વ દૂર કરાવી ફરીને તેને જૈનધર્મમાં દૃઢ કર્યો. પછી તેણે સારાં સારાં ધર્મકાર્યો કર્યાં.

---

૩ 'જૈન ગુર્જર કવિઓ' ભાગ બીજો, પૃ. ૭૬૫માં પ્રગટ થયેલ 'અંચળગચ્છની પટ્ટાવલી' માં લખ્યું છે કે—"શ્રીવીર ભગવાનથી ૩૫મી પાટે શ્રીઉદ્યોતનસૂરિ, ૩૬ શ્રીસર્વદેવસૂરિ, ૩૭ શ્રીપદ્મદેવસૂરિ (૧૧મી શતાબ્દિમાં) થયા. તેઓ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ તીર્થની યાત્રાએ આવતાં ત્યાં સાંખ્ય દર્શનીયોને વાદમાં જીતવાથી શ્રીપદ્મદેવસૂરિજીનું બીજું નામ 'સાંખ્યસૂરિ' પડ્યું, અને શંખેશ્વરમાં આ વાત બની તેથી શંખેશ્વરગચ્છની સ્થાપના થઈ.

એ ચાલ્યા આવતા શંખેશ્વરગચ્છના, સોએક વર્ષ પછી, નાણકગચ્છ અને વલ્લભીગચ્છ એમ બે વિભાગો થયા.[૪]

શ્રીમાન્ મેરુતુંગસૂરિજી મહારાજે સપરિવાર વિ. સં. ૧૪૬૭નું ચાતુર્માસ અહીં કર્યું હતું એટલે તે વખતે પણ અહીં શ્રાવકોની વસ્તી સારા પ્રમાણમાં હશે એમ જણાય છે.

યશોધન ભણશાળીના વંશના શંખેશ્વરીયાની ઓડક-વાળાઓ, જ્યારે પોતાને ત્યાં પુત્ર જન્મે ત્યારે, શ્રીશંખે-શ્વરજીના જિનમંદિરમાં ત્રણ ગજ કપડાની ઝોળી બાંધી તેમાં એક શ્રીફળ, સાત સોપારી, બે માણા ચોખા નાખી તેમાં તે બાળકને હીંચોળે છે, અને તે બાળકના મસ્તક ઉપર સાથીઓ કરી તેને ચોખાથી વધાવે છે; મોટા પુત્રનો એક કાન વીંધે છે; ફઈને ચાર ફદિયાં (પૈસા) તથા સાત સોપારી આપે છે અને ગોરણીઓ (કન્યાઓ) જમાડે છે.[૫]

આ ઉપરથી — શ્રમણ ભગવાન શ્રીવીરપ્રભુની ૩૬મી પાટે થયેલા શ્રીમાન્ સર્વદેવસૂરિજી મહારાજ (જેમનો સત્તા-

---

૪ જુઓ : 'અંચળગચ્છીય બૃહત્ પટ્ટાવલી' ભાષાંતર, પૃ. ૭૪, ૭૫, ૭૬, ૧૧૭. આ પટ્ટાવલીના ભાષાંતરમાં આચાર્ય મહારાજાઓના જીવનપ્રસંગોમાં જે સંવતો આપ્યા છે તેમાં ઐતિહાસિક વિદ્વાનોની અત્યારની ચાલુ માન્યતા પ્રમાણે લગભગ ૩૦૦ વર્ષનો ફરક પડે છે. જેમ કે શ્રીસર્વદેવસૂરિજીએ લોહીઆણપુરના રાજાને પ્રતિબોધીને વિ. સં. ૭૨૩ના માગશર શુદિ ૧૦ને દિવસે શ્રાવક બનાવ્યાનું તેમાં લખ્યું છે, પરંતુ ત્યાં લગભગ વિ. સં. ૧૦૨૩ જોઈએ. એ અરસામાં ઉક્ત આચાર્ય મહારાજ વિદ્યમાન હતા.

૫ જુઓ: 'અંચળગચ્છીય બૃહત્ પટ્ટાવલી' ભાષાંતર, પૃ૦ ૮૭.

સમય વિ. સં. ૧૦૨૦ આસપાસનો છે) પરિવાર સાથે અહીં વખતોવખત પધારતા હતા અને ચોમાસાં પણ કરતા હતા; અને તેમના પરિવારના મુનિઓનો શંખેશ્વરગચ્છ થયો હતો; અને શ્રીમાન્ મેરુતુંગસૂરિજી મહારાજે અહીં ચોમાસું કર્યું હતું; એટલે ૧૧મી તથા ૧૫મી શતાબ્દિમાં પણ અહીં શ્રાવકોનાં ઘણાં ઘર, દેરાસર, ઉપાશ્રય અને જૈન ધર્મશાળા વગેરે પણ હશે, તથા શ્રાવકો ભક્તિવાળા હશે — એમ સહેજે જાણી શકાય છે. વળી યશોધન ભણશાળીના વંશના માણસોની શંખેશ્વરીયાની ઓડક થઈ હતી, એટલે ૧૧મી સદી પછી પણ અહીં શ્રાવકોની વસ્તી સારા પ્રમાણમાં હશે, અને શંખેશ્વર ગામની જાહોજલાલી પણ સારી હશે એ વાત સમજી શકાય તેવી છે.

## શંખેશ્વર ગામની વસ્તી

ફાર્બસ ગુજરાતી સભા મુંબઈ તરફથી સંવત્ ૧૯૮૪માં પ્રગટ થયેલ "ગુજરાતનાં ઐતિહાસિક સાધનો" ભાગ ૧-૨, પૃ૦ ૨૨૦માં શંખેશ્વર ગામની જાતિવાર ઘરની સંખ્યા આપેલી છે, તે આ પ્રમાણે છે:—

| ઘર | જાતિ | ઘર | જાતિ |
|---|---|---|---|
| ૨૫ | વાણિયાનાં | ૪ | કુંભારનાં |
| ૪૦ | બ્રાહ્મણનાં | ૧ | ઘાંચીનું |
| ૪૦ | નાડોદાનાં | ૧ | ભાડભુંજાનું |
| ૧૨ | કણબીનાં | ૪ | સુતારનાં |
| ૧૨ | ગોસાઈનાં | ૧ | દરજીનું |
| ૭ | ચારણનાં | ૩ | લુહારનાં |

| | | | |
|---|---|---|---|
| ૧૦ | રજપૂતનાં | ૬ | હજામનાં |
| ૧૦ | ભરવાડનાં | ૫ | સિપાઈનાં |
| ૨૫ | ભાટનાં | ૩૦ | ઢેઢ, ચમાર, |
| ૧૦૦ | કોળીનાં | | વાઘરી, તૂરીનાં |

કુલ ઘર ૩૩૬

ઉપર્યુક્ત ગ્રંથના લેખક નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદીએ ઉપરની હકીકત, બારોટ ફત્તેસિંહે ફાર્બસ સાહેબ યા અન્ય કોઈને લખાવેલી નોંધને આધારે, લખી હોય તેમ જણાય છે, અને તે પચાસેક વર્ષ પહેલાંની વાત હોય તેમ લાગે છે. અત્યારે શંખેશ્વર ગામમાં છેલ્લી સન ૧૯૪૧ની વસ્તીગણતરી પ્રમાણે કુલ ૩૮૦ ઘર અને લગભગ ૧૨૫૦ માણસની વસ્તી છે.

## શંખેશ્વર ગામમાં જૈન વસ્તી

ખાસ શંખેશ્વર ગામના રહેવાસી શ્રાવક વાણિયાનાં અહીં અત્યારે સાત ઘર છે, તેમાં ૧૩ માણસ છે અને બે ઘર બહારગામથી અહીં રહેવા આવ્યાં છે, તેમાં ૮ માણસ છે, એટલે અત્યારે અહીં જૈનોનાં કુલ ૯ ઘર અને તેમાં ૨૧ માણસની સંખ્યા છે. તે બધાં વિશા શ્રીમાળી છે. તેમાં ગાંધી ન્યાલચંદ નથ્થુભાઈ મુખ્ય છે. તે ઉપરાંત જૈન કારખાનામાં ત્રણ અને જૈન ભોજનશાળામાં ચાર માણસ જૈન છે, પરંતુ તેઓ નોકરિયાત હોઈ અહીંની સ્થાયી વસ્તીમાં ગણી શકાય નહીં.

મતલબ કે અહીં શ્રાવક વાણિયાની વસ્તી સાવ ઘટી

ગઈ છે. આગળ કોઈ જમાનામાં શંખેશ્વર તીર્થનો વહીવટ અહીંના શ્રાવકોજ કરતા હશે, જ્યારે અત્યારે અહીંના જૈનોની આવી સ્થિતિ છે, અને ગામની વસ્તી પણ ઘણીજ ઘટી ગઈ છે, તોપણ અહીં શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુનું તીર્થધામ હોવાથી, અત્યારે શંખેશ્વર ગામ ૩૮૦ ઘરનું ગામડું હોવા છતાંય, બીજાં ગામોની અપેક્ષાએ પૂર્વકાળની માફક તેની આબાદી સારી છે, લોકો સુખી છે, ખેતી વાડીની નિપજ સારી હોય છે અને વેપાર–વણજ પણ સારો છે.

આ શંખેશ્વર ગામના મધ્ય ભાગમાં શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુના પશ્ચિમ સન્મુખ જૂના મંદિરનું એક વિશાળ ખંડિયેર ઊભું છે, અને ગામના પશ્ચિમ તરફના ઝાંપામાં શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુનું તીર્થધામ આવેલું છે. તેમાં શ્રીપાર્શ્વ પ્રભુજીનું પૂર્વ સન્મુખ નવું મંદિર દેવ-વિમાન જેવું શોભી રહ્યું છે (સ્તો૦ ૧૨૯). તેનું વિશેષ વર્ણન આગળ આપવામાં આવશે.

## પ્રકરણ ત્રીજું : રસ્તા

શંખેશ્વર મધ્યવર્તી ગામ હોવાથી પગે ચાલીને કે ગાડારસ્તે જનારાઓ માટે સર્વ દિશાઓમાંથી શંખેશ્વર જવાના રસ્તા[૬] છે.

---

૬ આમાંથી કેટલાક રસ્તાઓ મારા 'વિહારવર્ણન' ભાગ બીજામાં ઘણી માહિતી સાથે આપ્યા છે, જેમ કે—

૧ રાધનપુરથી માંડવી, સમી, મુંજપુર થઈને શંખેશ્વરજીનો.
૨ રાધનપુરથી ગોચનાથ, કનીજ, દુધકા, લોલાડા થઈને શંખે૦નો.
૩ રાધનપુરથી નજુપુરા, ગોધાણા, ચંદુર (નાની), લોલાડા થઈને શખે૦નો.
૪ ડીસાથી ભીલડિયા, થરા, ઊણ, સમી થઈને શંખે૦નો.
૫ પાલણપુરથી પાટણ, હારીજ, મુંજપુર થઈને શંખે૦નો.
૬ ભોયણીથી રાંતેજ, શંખલપુર, ટુવડ, કુંવારદ થઈને શંખે૦નો.
૭ ઉપરીઆળાથી માંડળ, દસાડા, વડગામ, પંચાસર થઈને શંખે૦નો.
૮ ઉપરીઆળાથી પાટડી, દસાડા, પંચાસર થઈને શંખે૦નો.
૯ વઢવાણ કેંપથી બજાણા, પાટડી, ઝૈનાબાદ, વડગામ, પંચાસર થઈને શંખે૦નો.

પરંતુ રેલવે કે મોટરસર્વીસ મારફત શંખેશ્વર જનારાઓ માટે મુખ્ય પાંચ રસ્તા છે, તે અનુક્રમે નીચે આપવામાં આવ્યા છે :—

[ ૧-૨ ] બી. બી. એન્ડ સી. આઇ. રેલવેના વીરમગામ સ્ટેશનથી શંખેશ્વર થઈને રાધનપુર સુધીની મોટર સર્વીસ[૭] ચાલુ છે. વીરમગામ સ્ટેશનથી વાયવ્ય ખૂણામાં ૩૧ માઇલ અને રાધનપુરથી અગ્નિ ખૂણામાં ૩૦ માઇલની દૂરી પર શંખેશ્વર ગામ આવેલું છે. વીરમગામ સ્ટેશનથી મોટરસર્વીસનો ખટારો હમેશાં સવારે લગભગ નવ વાગ્યે ઊપડી માંડળ, પંચાસર થઈને બપોરે લગભગ ૧૧ા વાગ્યે શંખેશ્વર પહોંચી, ત્યાંના પેસેંજરોને ઉતારીને, ત્યાંથી લગભગ ૧૧ાા વાગ્યે ઊપડીને મુંજપુર, સમી થઈને રાધનપુર આશરે રાા વાગ્યે પહોંચે છે.

રાધનપુરથી બીજો ખટારો શિયાળામાં બપોરે ૧૨ વાગ્યે ઊપડી સમી, મુંજપુર થઈને લગભગ રાા વાગ્યે શંખેશ્વર પહોંચી ત્યાંના પેસેંજરોને ઉતારી, વીરમગામના

---

૧૦ સાંતલપુરથી વારાહી, ગોતરકા, વેડ, રાફુ, ચંદુર (નાની), લોલાડા થઈને શંખે૦નો.

૧૧ ઝીંઝૂવાડાથી ધામા, આદરિયાણા થઈને શંખે૦નો. 'વિહારવર્ણન' નો આ બીજો ભાગ થોડા સમય પછી પ્રગટ થવાનો છે.

૭ આ મોટરસર્વીસ હાલમાં બંધ થઈ છે, અને તા. ૧૬-૩-૪૬થી હારીજથી મોટરસર્વીસ ચાલુ થઈ છે, તેની માહિતી આ પ્રકરણને છેડે આપી છે.

પેસેંજરોને લઈને, ત્યાંથી રાા વાગ્યે ઊપડી પંચાસર, માંડળ થઈને વીરમગામ સ્ટેશને લગભગ ૪ાા વાગ્યે પહોંચે છે. એટલે ત્યાંથી કાઠિયાવાડ અને ગુજરાત તેમ જ મુંબઈના પેસેંજરોને રેલવે બરાબર લાગુ થાય છે.

આથી શિયાળામાં વીરમગામથી આવતા પેસેંજરોને શંખેશ્વરમાં ત્રણ કલાક રોકાઈ દર્શન–સેવા–પૂજા કરીને એ જ દિવસે પાછા જવું હોય તો જવાની અનુકૂળતા રહે છે. પરંતુ ઉનાળામાં તેમ બનતું નથી, કારણ કે – ઉનાળામાં રાધનપુરથી ખટારો સવારે ૯ વાગ્યે ઊપડીને શંખેશ્વર બપોરે લગભગ ૧૧ાા વાગ્યે પહોંચીને ત્યાંથી ૧૧ાા વાગ્યે ઊપડીને લગભગ રાા વાગ્યે વીરમગામ સ્ટેશને પહોંચી જાય છે. ઉનાળામાં બન્ને ખટારા શંખેશ્વરમાં બપોરે ૧૧ાા વાગ્યે ભેગા થાય છે.

વીરમગામથી શંખેશ્વર સુધીનું તેમ જ રાધનપુરથી શંખેશ્વર સુધીનું પણ મોટરભાડું બે રૂપિયા છે. પરંતુ જો વીરમગામથી રાધનપુર સુધીની અથવા તો રાધનપુરથી વીરમગામ સુધીની સળંગ ટિકિટ લીધી હોય તો રૂા. ૩–૮–૦ લાગે છે. સળંગ ટિકિટ લીધી હોય તો વચ્ચે શંખેશ્વરમાં ઊતરીને ત્યાં રોકાઈ શકાતું નથી. પરંતુ પેસેંજરોની દર્શન કરવાની ઇચ્છા હોય તો શંખેશ્વરમાં આવતા અને જતા બન્ને ખટારા વીશ મિનિટ ઊભા રાખે છે, તેથી પેસેંજરો દર્શનનો લાભ લઈ શકે છે.

વરસાદના દિવસોમાં મોટરસર્વીસ બંધ રહે છે. આ મોટરસર્વીસમાં ફર્સ્ટ કલાસ કે સેકંડ કલાસ નથી; બધી બેઠકો સરખી જ હોય છે. તેમ રીટર્ન ટિકિટ પણ મળતી નથી.

વીરમગામ મોટું શહેર છે. સ્ટેશન ઉપર સાર્વજનિક ધર્મશાળા અને વીશીઓ છે. ગામમાં શ્રાવકોનાં ઘર ૪૦૦, ભવ્ય દેરાસરો ૬, મોટા ઉપાશ્રયો ૨ (ઉપરાંત નાના ઉપાશ્રયો ઘણા છે.), પૂજ્યપાદ ગુરુદેવ શ્રીવિજયધર્મસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી સ્થપાયેલ શ્રીજૈનધર્મવિજય પુસ્તકાલય અને જૈન પાઠશાળા, ઝવેરી તરફથી નવી થયેલી જૈન ધર્મશાળા (ઉપાશ્રય) માં જૈન સંસ્કૃત પાઠશાળા, જૈન ધર્મશાળા, મોટી પાંજરાપોળ વગેરે છે. દેરાસરો દર્શન કરવા યોગ્ય છે. જૈન ભાઈઓની સગવડતા માટે હાલમાં અહીં ગામમાં જૈન ભોજનશાળા ચાલુ થઈ છે. જૈન યાત્રાળુઓને તેમાં સૂવા બેસવાની વ્યવસ્થા રાખવામાં આવી છે.

માંડળ વીરમગામ તાલુકાનું સારું ગામ છે. વેપારનું સામાન્ય મથક છે. અહીં વીશા શ્રીમાળી શ્રાવકોનાં ઘર ૩૦૦, ભવ્ય દેરાસરો ૫, નાના મોટા ઉપાશ્રયો ૭, જૈન સંસ્કૃત પાઠશાળા, જૈનશાળા, જૈન ધર્મશાળા, શ્રીઆયંબિલ વર્ધમાન તપ ખાતું, જૈન ભોજનશાળા, જૈન દવાખાનું, શ્રીજૈન સંઘ હસ્તક ચાલતી ઈંગ્લીશ ચાર ધોરણ સુધીની રાષ્ટ્રીય શાળા, જૈન પુસ્તકાલય તથા વાચનાલય, અંચળગચ્છ જૈન જ્ઞાનભંડાર, મોટી પાંજરાપોળ વગેરે છે. દેરાસરો દર્શન કરવા લાયક છે.

---

૮ માંડળ ગામ ઘણું પ્રાચીન છે. પહેલાં મોટું શહેર અને વેપારનું મથક હતું. શાસ્ત્રોમાં આ ગામના મંડલી એ નામથી ઉલ્લેખો જોવામાં આવે છે. શ્રીમાન્ લક્ષ્મણ ગણીએ પ્રાકૃત ભાષામાં 'શ્રીસુપાર્શ્વનાથચરિત્ર' વિ. સં. ૧૧૯૯ના માગશર શુદિ ૧૦ ગુરુવારે આ ગામમાં રચીને પૂર્ણ કર્યું હતું. જ્યાં પુષ્કળ જિનપ્રાસાદો હતા

પંચાસર રાધનપુર સ્ટેટનું ઘણું પ્રાચીન, ઐતિહાસિક ગામ છે. અહીં હાલમાં વીશા શ્રીમાળી શ્રાવકોનાં ઘર ૧૯, દેરાસર ૧, ઉપાશ્રય ૨ વગેરે છે. ગામના પશ્ચિમ તરફના ઝાંપામાં એક જૂનું જૈન દેરાસર જીર્ણ દશામાં ખાલી ઊભું છે. આ દેરાસર પણ અર્વાચીન છે. પાટણમાં પંચાસર પાર્શ્વનાથ પ્રભુનું જિનાલય છે, તે મૂર્ત્તિ પંચાસરના ભંગ વખતે અહીંથી ત્યાં લઈ જઈને બિરાજમાન કરવામાં આવી[૯] હતી.

---

એવી આ મંડલીનગરી (માંડળ) માં (કર્મગ્રંથકાર) શ્રીમાન્ દેવેન્દ્રસૂરિજીએ શ્રીમહાવીર–જિનપ્રાસાદની પ્રતિષ્ઠા કરી હતી. તથા મહામાત્ય વસ્તુપાલ–તેજપાલના પિતા આસરાજ, 'સુંહાલક' ગામથી અહીં રહેવા આવ્યા હતા. મ. વસ્તુપાલ અને તેજપાલનો જન્મ અહીં થયો હતો, એવો ઉલ્લેખ પણ કોઈ ઠેકાણે જોવામાં આવે છે. આ ઉપરથી તેમનો બાલ્યાવસ્થા અને યુવાવસ્થાનો કેટલોક ભાગ અહીં વ્યતીત થયો હશે એમ જરૂર લાગે છે. પછી તેઓ પોતાના વિશેષ ઉદયની પ્રાપ્તિ માટે ધવલક્કપુર (ધોળકા) રહેવા ગયા, ત્યાં તેમનો વિશેષ ઉદય થયો. ત્યારપછી ગુર્જરાધિપતિ મહારાજા ભીમદેવ (બીજા) ના મહામાત્ય થઈને તેઓ પાટણ રહેવા ગયા હતા.

૯ પંચાસરથી પૂર્વ દિશામાં ચાર માઈલ દૂર એરવાડા નામનું ગામ છે. તે ગામમાં એક મકાનનો પાયો ખોદતાં લગભગ ૧૫ વર્ષ ઉપર જમીનમાંથી શ્રીઆદીશ્વર ભગવાનની સફેદ આરસની મોટી મૂર્ત્તિ, પંચતીર્થીના પરિકર સાથે, નીકળી છે. તે મૂર્ત્તિની ગાદી પર વિ. સં. ૧૧૦૭નો સુસ્પષ્ટ લેખ છે. તે લેખ પરથી જણાય છે કે તે મૂર્ત્તિ એરવાડા ગામના દેરાસરમાં જ મૂળનાયક તરીકે પહેલાં બિરાજમાન હતી. મુસલમાની રાજ્યકાળમાં, લડાઈના ભયને લીધે, જમીનમાં ભંડારી દીધી હશે. આ મૂર્તિ જમીનમાંથી કાઢતી વખતે ગામડાના લોકોથી ગરદનથી ખંડિત થયેલી છે. પણ કાઉસગ્ગીયા

રાધનપુર, રાધનપુર સ્ટેટનું મુખ્ય પણ સામાન્ય શહેર છે. અહીં પહેલાં શ્રાવકોની વસ્તી વધારે હતી. અત્યારે પણ અહીં શ્રાવકોનાં ઘર ૮૦૦, દેરાસર ૨૬, ઘણા ઉપાશ્રયો, જૈન પાઠશાળા ૨, જૈન કન્યાશાળા તથા શ્રાવિકાશાળા ૨, શ્રી મોરખીયા જૈન વિદ્યાલય, આયંબિલ-વર્ધમાનતપ ખાતું, જૈન દવાખાનું, જૈન સેનેટોરીયમ, જૈન ધર્મશાળા, જૈન જ્ઞાન-ભંડારો, વિજયગચ્છ અને સાગરગચ્છની પેઢીઓ, જૈન ભોજન-શાળા, જૈન સ્વયંસેવક મંડળ, જૈન બેંડ, જૈન સંગીતમંડળીઓ ૨ વગેરે છે. ખાસ યાત્રા કરવા લાયક શહેર[૧૦] છે.

સમી રાધનપુર સ્ટેટના સમી મહાલનું મુખ્ય ગામ છે. અહીં શ્રાવકનાં ઘર ૮૫, શ્રીમહાવીરસ્વામી ભગવાનનું ભવ્ય દેરાસર ૧, ઉપાશ્રયો ૪, જૈન પાઠશાળા ૧, જૈન શ્રાવિકા

તથા પરિકર બરાબર સાબૂત છે. એરવાડામાં અત્યારે શ્રાવકનું એક ઘર નથી. ઉક્ત મૂર્ત્તિ એરવાડાના ઠાકરમંદિરમાંની એક ઓરડીમાં ગામના લોકોએ રાખી છે. ત્યાંનો પૂજારી ફક્ત ધૂપ-દીપથી પૂજા કરે છે. એરવાડા વણોદ સ્ટેટનું ગામ છે. સાંભળ્યું છે કે – વણોદના ઇસ્લામ સલેક જાતિના દરબાર ઉક્ત મૂર્ત્તિને બહારગામ લઈ જવાની ના કહે છે; એરવાડામાં જ દેરાસર કરીને પધરાવવાનું કહે છે.

૧૦ શ્રીમાન્ પુણ્યસાગરસૂરિશિષ્ય ઉપાધ્યાય શ્રીજ્ઞાનસાગર ગણીએ વિ. સં. ૧૮૨૧માં રચેલ "તીર્થમાલા સ્તવન"માં લખ્યું છે કે રાધનપુરમાં તે વખતે બાર જિનાલયો હતાં, તથા તે વખતે રાધનપુરમાં ૧ શેઠ હરખચંદ, ૨ મસાલીયા છવણ, ૩ શેઠ ગોડો વગેરે સંઘમાં આગેવાનો અને ૪ બુદ્ધિશાળીઓમાં અગ્રેસર શાહ છ ગુણચંદ તેમ જ ૫ વ્રતધારીઓમાં અગ્રેસર સોની હીરાચંદ વગેરે હતાં.

(શ્રી જૈન સત્ય પ્રકાશ, ક્રમાંક ૯૭-૯૮, પૃષ્ઠ ૩૪-૩૫, ઢાળ ૯, કડી ૧૧, ૧૩, ૧૭.)

અને કન્યાશાળા ૧, શ્રીજૈનધર્મભક્તિ જ્ઞાનમંદિર વગેરે છે. યાત્રા કરવા યોગ્ય છે.[૧૧]

મુંજપુર રાધનપુર સ્ટેટના મુંજપુર મહાલનું મુખ્ય ગામ છે. અહીં શ્રાવકનાં ઘર ૨૨, દેરાસર ૨, ઉપાશ્રય ૧, જૈન ધર્મશાળા ૨ છે. તેમાંની મોટી ધર્મશાળાનું સમારકામ થઈ ગયું છે, પરંતુ બીજી જૈન ધર્મશાળાનું સમારકામ થવાની જરૂર છે. ગામ પ્રાચીન છે. દેરાસરો દર્શન કરવા લાયક છે.

[ ૩ ] હારીજ સ્ટેશનથી નૈઋત્ય ખૂણામાં શંખેશ્વર ૧૫ માઈલ દૂર થાય છે. હારીજથી મુંજપુર થઈને શંખેશ્વર જવાય છે.

હારીજ ગાયકવાડ સ્ટેટના તાલુકાનું ગામ છે. ગામ ઠીક છે, વેપારનું મથક છે. અહીં જૈન ધર્મશાળા એક છે, તેમાં એક દેરાસર અને એક ઉપાશ્રય છે. અહીંનું દેરાસર તથા ઉપાશ્રય ગામના પ્રમાણમાં બહુ સુંદર બનેલ છે. જૈન પાઠશાળા તથા કન્યાશાળા ચાલે છે, તેને માટે સ્વતંત્ર મકાન બનેલ છે. તેમ જ હાલમાં શ્રીઆયંબિલ-વર્ધમાનતપ ખાતું તથા જૈન ભોજનશાળા પણ ચાલુ થયેલ છે. યાત્રાળુઓને માટે સર્વ પ્રકારની સગવડ છે. અહીં શ્રાવકોનાં ઘર ૪૦ છે. અહીંથી ગાડાં, ઊંટ, ઘોડા વગેરે વાહનોની સગવડ સારી થઈ શકે છે, પણ સ્પેશીયલ કે ચાલુ મોટર મળી શકતી

---

૧૧ સમી ગામના મધ્ય ભાગમાં એક મોટી-વિશાળ મસ્જિદ છે. આ મસ્જિદ, એક બાવન જિનાલયવાળું જૈન મંદિર તોડીને બનાવવામાં આવી છે. તેના ઉત્તર દિશાના દરવાજા બહારની કુંભી પર કોતરેલ એક ખંડિત જિનમૂર્તિનો આકાર અત્યારે પણ વિદ્યમાન છે.

નથી. જૂના હારીજમાં પડી ગયેલાં બે મોટાં જૈન મંદિરોનાં ખંડિયેરો છે.[૧૨]

[૪] બહુચરાજી સ્ટેશનથી પશ્ચિમ દિશામાં શંખેશ્વર ૧૮ માઈલ થાય છે. બહુચરાજીથી શંખલપુર, ઢુવડ, કુંવારદ થઈને શંખેશ્વર જવાય છે.

બહુચરાજી હિંદુઓનું તીર્થ છે. ત્યાં મૂળીવાળા શ્રાવક શા. મોહનલાલ માધવજીની તથા બીજી પણ ૫–૭ જૈનોની

---

૧૨ "પત્તનસ્થ-પ્રાચ્ય-જૈનભાંડાગારીય-ગ્રંથસૂચી" પૃ. ૧૪૬ માં પ્રકટ થયેલ, વિ. સં. ૧૧૮૮માં લખાયેલી એક હસ્તલિખિત પ્રતિની પ્રશસ્તિમાં 'હારીજ' ગામનું નામ આવે છે.

"પુરાતન પ્રબંધ સંગ્રહ" પૃ. ૮૩માં હારીજમાં શ્રી પાર્શ્વનાથપ્રભુનું મંદિર હોવાનું લખ્યું છે.

હારીજ ગામની બહાર, ગામથી ૦॥–૦॥। માઇલ દૂર મુંજપુરના રસ્તાની જમણી બાજુમાં "કેવળાથલી" નામે એક ટીંબો છે. તે ટીંબા ઉપર ૭ થાંભલા–મોટા પથ્થરો છે. ત્યાં એક જૈનાચાર્યની મૂર્તિ છે, તેના પર આ પ્રમાણે લેખ ખોદેલ છે. सं. ११३१ वर्षे-- वदि २ सोम श्रीसिंहदत्तसूरीणां मूर्त्तिः॥ આ સિવાય ત્યાં બીજી ખંડિત મૂર્તિઓ છે, તેમાંની કેટલીક મૂર્તિઓ પર લેખો છે. તે બધા મુનિરાજ શ્રીન્યાયવિજયજીએ 'શ્રી જૈન સત્ય પ્રકાશ' ના ક્રમાંક ૧૧૪, ૧૧૫માં પ્રકટ કરાવ્યા છે. આ ઉપરથી હારીજ ગામ ૯૦૦ વર્ષથી પૂર્વનું હોઈ ઘણું પ્રાચીન હોય તેમ લાગે છે.

જૂના હારીજમાંના જૂના–મોટા જિનાલયના ખંડિયેરની એક દીવાલની બહારની બાજુના ગોખલામાં શાસનદેવીની એક મૂર્તિ છે. તેને જૂના હારીજના લોકો શીતલાદેવી તરીકે માને છે અને પૂજે છે.

દુકાનો થઈ છે. તે સિવાય ત્યાં દેરાસર, ઉપાશ્રય વગેરે કંઈ પણ નથી. પણ ત્યાંથી અરધો માઈલ દૂર બેચર ગામમાં દેરાસર, ઉપાશ્રય અને શ્રાવકોનાં ઘર છે.

શંખલપુર ગાયકવાડ સ્ટેટના ચાણસ્મા તાલુકાનું ગામ છે. ગામ પ્રાચીન છે. પહેલાં શંખલપુર મોટું નગર હતું એમ કહેવાય છે. અહીં હાલમાં શ્રાવકોનાં ઘર ૪૦, ભવ્ય શિખરબંધી દેરાસર (ભોંયરું અને બે માળવાળું) ૧, ઉપાશ્રય ૨, પં. શ્રીભક્તિવિજયજી (શ્રીવિજયધર્મસૂરિશિષ્ય) જૈન પાઠશાળા વગેરે છે. અહીં પહેલાં દેરાસર નહિ હોવાથી સં. ૧૮૪૯માં ઈંટોના મકાનના કોઈ ખંડિયેરમાંથી ખોદીને ઈંટો કાઢતાં એક ભોંયરું નીકળ્યું, જેમાંથી ૧૫૦–૨૦૦ જિન-મૂર્તિઓ, ૨૦૦–૩૦૦ પરિકર અને કાઉસગ્ગીયા વગેરે તથા દીવીઓ, અંગલુહણાં, ઓરસીઆ, સુખડ વગેરે નીકળ્યું. ત્યારપછી અત્યારે વિદ્યમાન છે તે દેરાસર બંધાવવાનું શરૂ કરીને ત્રણ માળનું દેરાસર તૈયાર થતાં સં. ૧૯૦૫ના જેઠ વદિ ૮ને દિવસે પ્રતિષ્ઠા કરાવીને તેમાં ૫૪ મૂર્તિઓ બિરાજમાન કરી, બાકીની મૂર્તિઓ બહાર ગામોમાં આપી અને પરિકરો તથા કાઉસગ્ગીયા વધ્યા હતા તે બધા કદંબગિરિમાં આપ્યા. આવું મોટું ભોંયરું અને આટલી મૂર્તિઓ વગેરે નીકળ્યું તે ઉપરથી જણાય છે કે શંખલપુરમાં પહેલાં ભવ્ય દેરાસરો હશે. પરંતુ મુસલમાની રાજ્યકાળમાં લડાઈના ભયથી બધી મૂર્તિઓ વગેરે ભોંયરામાં ભંડારી દીધું હશે. ખાસ યાત્રા કરવા યોગ્ય છે. બહુચરાજી સ્ટેશનથી શંખલપુર લગભગ બે માઈલ થાય છે.

કુવડમાં દશા શ્રીમાલી શ્રાવકોનાં ઘર ૮, દેરાસર ૧, ઉપાશ્રય ૨ છે.

કુંવારદમાં શ્રાવકનાં ઘર ૪, દેરાસર ૧, ઉપાશ્રય ૧ છે.

આ બન્ને ગામો નાનાં છે, પણ તેમાં દેરાસરો સારાં છે.

[ ૫ ] પાટડી સ્ટેશનથી શંખેશ્વર ઉત્તર દિશામાં ૨૨ માઈલ થાય છે. પાટડીથી દસાડા પંચાસર થઈને શંખેશ્વર જવાય છે.

પાટડી[૧૩] નાનું સ્ટેટ છે. ગામ ઠીક છે. વેપારનું સામાન્ય મથક છે. અહીં શ્રાવકોનાં ઘર ૫૦, દેરાસર ૨ શિખરબંધી, ઉપાશ્રય ૩, જૈન પાઠશાળા અને કન્યાશાળા, પાંજરાપોળ વગેરે છે. યાત્રા કરવા લાયક છે.

દસાડા કાઠિયાવાડમાં આવેલું ઇસ્લામ મલેક જાતિના દરબારોનું ઘણા ભાગીદારોવાળું એક નાનું સ્ટેટ છે. દસાડામાં વીશા શ્રીમાળી શ્રાવકોનાં ઘર ૩૨, દેરાસર ૧, ઉપાશ્રય ૨, જૈન

---

૧૩ પાટડીથી પૂર્વ દિશામાં ૭ માઈલ દૂર ઉપરીઆળા તીર્થ આવેલું છે. આ ગામ બજાણા સ્ટેટનું છે. ગામ પ્રાચીન છે. અહીં શ્રીઆદીશ્વર ભગવાનનું શિખરબંધી દેરાસર એક છે. તેમાં મૂળનાયકજી વગેરે ત્રણ મૂર્તિઓ પીળા આરસની અને એક મૂર્તિ શ્યામ આરસની છે. મૂર્તિઓ મનોહર છે. એ ચારે મૂર્તિઓ વિ. સં. ૧૯૧૯માં જમીનમાંથી પ્રગટ થઈ હતી, ત્યારપછી દેરાસર કરાવીને તેમાં પધરાવેલ છે. અઢારમી શતાબ્દિની બનેલી તીર્થમાળાઓમાં ઉપરીઆળામાં દેરાસર હોવાનું લખ્યું છે. એટલે ઉક્ત મૂર્તિઓ અહીંના જ દેરાસરની હશે, એમ માની શકાય છે. અહીં ધર્મશાળા અને કારખાનું છે, યાત્રાળુઓને સર્વ પ્રકારની સગવડ છે. શ્રાવકનાં ઘર બે જ છે. અવશ્ય યાત્રા કરવા લાયક છે.

ધર્મશાળા ૧, જૈન પાઠશાળા ૧ વગેરે[૧૪] છે.

આ પાંચ રસ્તાઓમાંથી વીરમગામ, રાધનપુર અને હારીજના રસ્તા જ યાત્રાળુઓને વધારે અનુકૂળ થઈ પડે, કેમ કે વીરમગામ અને રાધનપુરથી મોટરસર્વીસ ચાલુ છે, અને હારીજથી વાહનોની સગવડ મળી શકે છે. પાટડી અને બહુચરાજીમાં વાહનો મેળવવામાં મુશ્કેલી નડે છે, અને આ રસ્તા બહુ ચાલુ પણ નથી

**તાજા કલમ**

વીરમગામથી શંખેશ્વર થઈને રાધનપુરની જે મોટર

૧૪ આડા પ્રાચીન ગામ છે. 'શ્રીજયવિજયકુવર-પ્રબંધ' ની એક હસ્તલિખિત પ્રતિ વિ સં. ૧૭૩૪મા કાર્તિક શુદિ ૩ શુક્રવારે અહીં લખાઈ છે. તે વખતે અહીંના જિનાલયમાં મૂળનાયક શ્રીશાંતિનાથ પ્રભુજી હતા.

પંચાસરથી ૪ાા માઈલ અને દસાડાથી ૪ માઇલ દૂર વડગામ તીર્થ આવેલું છે વડગામ દસાડા સ્ટેટનુ ગામ છે. અહીં શ્રાવકોનાં ઘર ૪, ભવ્ય શિખરબંધી દેરાસર ૧, ઉપાશ્રય ૧ અને ધર્મશાળા ૧ છે. યાત્રાળુઓને માટે સગવડ છે. મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની મૂર્તિ ચમત્કારિક મનાય છે. એવી દંતકથા છે કે – અહીં મૂળનાયકજી પાસે એક હજાર વરસથી અખંડ દીવો બળે છે. એટલે આ ગામ એથી પ્રાચીન હોવુ જોઈએ. અહીંનો કોઈ વખતનો પૂજારી, દુકાળ અથવા મરકી આદિ રોગચાળા વખતે પણ, સાચા દિલથી પૂજા કરતો હતો, તેથી તેને હમેશા નિયમિતપણે અરધો રૂપિયો અને એક પાલી ચોખા ચમત્કારિક રીતે મળતા હતા વિદ્યમાન દેરાસરની પ્રતિષ્ઠા વિ સં. ૧૯૦૫માં થઈ છે તીર્થ અવશ્ય યાત્રા કરવા લાયક છે.

સર્વીસ ચાલતી હતી, તે તા. ૧૫-૩-૪૬થી બંધ થઈ છે, અને તા. ૧૬-૩-૪૬થી ખાસ રાધનપુર સ્ટેટની હારીજથી શંખેશ્વરની તથા હારીજથી રાધનપુરની મોટરસર્વીસો ચાલુ થઈ છે. આ મોટરસર્વીસો વરસાદના દિવસો સિવાય હમેશાં લગભગ નિયમિત ચાલુ રહેશે. શંખેશ્વરથી હારીજની એક ટિકિટનો ચાર્જ થર્ડ કલાસનો રૂા. ૧-૮-૦ અને સેકંડ કલાસના રૂા. ૨-૦-૦ રાખેલ છે. રીટર્ન ટિકિટ અપાતી નથી. સ્પેશિયલ મોટર (સીટ ૨૬)ના એક વખતના એક સો રૂપિયા અને બે વખતના (જતાં-આવતાંના) બસો રૂપિયા ચાર્જ રાખેલ છે.

શંખેશ્વરથી સવારે લગભગ ૯ાા વાગ્યે મોટર ઊપડીને મુંજપુર થઈને લગભગ ૧૧ વાગ્યે હારીજ પહોંચે છે, અને હારીજથી લગભગ ૨ વાગ્યે ઊપડી મુંજપુર થઈને લગભગ ૩ાા વાગ્યે શંખેશ્વર પહોંચે છે. યાત્રાળુઓને બરાબર અનુકૂળ પડે એવો વખત ગોઠવાયો છે. શ્રીશંખેશ્વર પાર્શ્વનાથપ્રભુની સેવા-પૂજા કરી, ચા-નાસ્તો કરી, મોટરમાં રવાના થઈ, મુંજપુરનાં બન્ને દેરાસરોનાં દર્શન કરી, હારીજ પહોંચી ત્યાં પણ પ્રભુદર્શન-સેવા-પૂજા કરી, જૈન ભોજનશાળામાં ભોજન કરીને બપોરની એક વાગ્યાની ગાડીમાં લાગુ થઈ શકાય છે. તેમ જ બપોરે બાર વાગ્યાની ગાડીમાં હારીજ ઊતરેલા મુસાફરો પણ હારીજમાં જિનદર્શન-સેવા-પૂજા કરી જૈન ભોજનશાળામાં ભોજન કરીને શંખેશ્વર જવાની મોટરમાં રવાના થઈ શંખેશ્વર જઈ શકે છે. આવો અનુકૂળતાવાળો સમય ગોઠવાયો છે. એટલે જેને વધારે સ્થિરતા ન હોય તે પણ ફક્ત ૨૪ કલાકમાં આ તીર્થની યાત્રા-સેવા-પૂજા-આરતિ વગેરેનો સારી રીતે લાભ લઈને

જે ગાડીમાં હારીજ ઊતર્યા હોય એ જ ગાડીમાં બીજે દિવસે હારીજથી રવાના થઈ શકે છે. માટે ભાવિક સજ્જનોએ આ તીર્થની યાત્રાનો વખતોવખત લાભ લેવા ચૂકવું નહીં.

રાધનપુરથી હારીજ જનારી મોટર, રાધનપુરથી સવારે લગભગ ૯ વાગ્યે ઊપડી, સમી થઈને લગભગ ૧૨ વાગ્યે હારીજ પહોંચે છે, અને હારીજથી લગભગ બે વાગ્યે ઊપડી સમી થઈને લગભગ ૫ વાગ્યે રાધનપુર પહોંચે છે. રાધનપુરના મુસાફરોને પણ હારીજમાં પ્રભુદર્શન–સેવા–પૂજા અને ભોજન કરવાનો વખત મળી શકે છે. રાધનપુરથી હારીજનો એક ટિકિટનો ચાર્જ સેકંડ કલાસના રૂા. ૨–૮–૦ અને થર્ડ કલાસના રૂા. ૨–૦–૦ રાખેલ છે. ૨૬ સીટવાળી સ્પેશિયલ મોટરના એક વખતના રૂા. ૧૭૫–૦–૦ લે છે.

રાધનપુર અને શંખેશ્વરથી નિયમિત રીતે – હમેશાં એક ગાડી હારીજ આવ–જા કરે છે. પ્રત્યેક ટિકિટ દીઠ એક રૂપિયો અગાઉથી – એડવાન્સ જમા કરાવીને પોતાની ટિકિટ રીઝર્વ કરાવી શકાય છે. અને ખાનગી ગાડી (ટુરીંગ કાર) વાળા પાસેથી રાધનપુરના લાઈસન્સ તરીકે એક ફેરાના દસ રૂપિયા લે છે.

આ મોટરસર્વીસ થવાથી રાધનપુર અને સમીના યાત્રાળુઓ હમેશાંને માટે યા તો ગાડા રસ્તે શંખેશ્વર જઈ શકે, અથવા તો મોટરસર્વીસ દ્વારા હારીજ જઈને હારીજથી મોટરસર્વીસ મારફતે શંખેશ્વર જઈ શકે, અને શંખેશ્વરથી પાછા હારીજ થઈને રાધનપુર જઈ શકે. પણ મેળા આદિ પ્રસંગોમાં અથવા એક મોટર જેટલા પૂરા (૨૬) મુસાફરો

હોય અથવા પૂરા મુસાફરોનો ચાર્જ આપવામાં આવે તો રાધનપુરથી સીધા શંખેશ્વરજી મોટરબસ જશે–આવશે. તેનો એક વખતનો ચાર્જ સેકંડ કલાસના રૂા. ૩–૮–૦ અને થર્ડ કલાસના રૂા. ૩–૦–૦ રાખવામાં આવેલ છે.

રેલવે અને મોટરસર્વીસ દ્વારા શંખેશ્વર આવનારા યાત્રાળુઓને માટે મુખ્ય પાંચ રસ્તા હોવાનું ઉપર કહેવામાં આવ્યું છે. પરંતુ વીરમગામ–રાધનપુર મોટરસર્વીસ બંધ થવાથી અને બીજા રસ્તા અગવડતાવાળા હોવાથી તથા હારીજથી શંખેશ્વરની મોટરસર્વીસ ચાલુ થવાથી, દેશાવરથી રેલવે મારફતે શંખેશ્વર આવનારા યાત્રાળુઓને હવે માત્ર એક હારીજનો જ રસ્તો સરળતા, સગવડતા અને અનુકૂળતા-વાળો રહ્યો છે.

સાંભળવા પ્રમાણે વીરમગામથી સિંધની રેલવે લાઈન થવાની હતી, તેની સરવઇનું કામ ચાલુ થઈ ગયું છે. કદાચ એએક વર્ષમાં આ રેલવે લાઈન ચાલુ પણ થઈ જાય. આ રેલવે લાઈન થશે તો તેમાં શંખેશ્વર અને રાધનપુરનાં સ્ટેશનો થવાની પૂરેપૂરી સંભાવના છે. જો તેમ થશે તો એ બન્ને તીર્થની યાત્રાએ આવનારા યાત્રાળુઓને વિશેષ અનુકૂળતા થઈ જશે.

હારીજ અને ચાણસ્માની વચ્ચે કંબોઈ નામનું સ્ટેશન આવે છે. ત્યાંથી દક્ષિણ દિશામાં કંબોઈ ગામ આશરે અડધો માઈલ થાય છે. કંબોઈ પ્રાચીન જૈન તીર્થ છે. અહીં શ્રી મનમોહન પાર્શ્વનાથજીનું મનોહર જિનાલય છે. આ મૂર્ત્તિ ઘણી મનોહર અને ચમત્કારિક છે. અહીં પહેલાં કંબોઈયા

પાર્શ્વનાથની પ્રતિમા હતી, તે હાલમાં પાટણના કોઈ દેરાસરમાં મૂળનાયક તરીકે બિરાજે છે. અહીં એક: ઉપાશ્રય અને એક ધર્મશાળા છે. બીજી નવી ધર્મશાળા થવાની છે. આ દેરાસરના જીર્ણોદ્ધારનું કામ ચાલુ થયેલ છે. વિ. સં. ૨૦૦૩ની સાલમાં એની ફરી પ્રતિષ્ઠા થવા સંભવ છે. આ તીર્થની વ્યવસ્થા માટે નવી કમિટી સ્થાપન થઈ છે. તેના દરેક કાર્યમાં અમદાવાદનિવાસી શેઠ લાલભાઈ લઠ્ઠા, શેઠ બચુભાઈ નથુભાઈ ઇલેક્ટ્રીક કંપનીવાળા તેમ જ ચાણસ્માવાળાશાહ શકરચંદ મગનલાલ તથા સૂરજમલજી વકીલ વગેરે સારો રસ લે છે. જતાં કે વળતાં આ તીર્થની યાત્રાનો પણ અવશ્ય લાભ લેવો. કારખાના તરફથી માણસ સ્ટેશને આવે છે.

ચાણસ્મા ગામમાં પણ મૂળનાયક શ્રીભટેવાપાર્શ્વનાથની મૂર્ત્તિ પ્રાચીન, મહાપ્રાભાવિક અને ચમત્કારિક છે. આ જિનાલય પ્રાચીન, વિશાળ અને મનોહર છે, યાત્રા કરવા લાયક છે, તેથી ચાણસ્મા પણ તીર્થ સ્વરૂપ ગણાય છે. માટે તેની યાત્રાનો પણ જરૂર લાભ લેવો

## પ્રકરણ ચોથું : તીર્થની ઉત્પત્તિ

આજથી ૮૭૪૮૨૨ વર્ષ પહેલાં શ્રીઅરિષ્ટનેમિ કુમાર (શ્રીનેમિનાથ ભગવાન)ના કાકા વસુદેવના પુત્ર નવમા વાસુદેવ શ્રીકૃષ્ણને રાજગૃહીના મહારાજા નવમા પ્રતિવાસુદેવ જરાસંધ સાથે, દ્વારિકા નગરીથી ઈશાન ખૂણામાં આવેલા વઢિયાર દેશમાં, શ્રીકૃષ્ણના તાબાના દેશને સીમાડે, સરસ્વતી-નદીની નજીકમાં આવેલ સેનપલ્લી[૧૫] ગામની પાસે મહા-ભયંકર યુદ્ધ થયું[૧૬] હતું. શ્રીદીપવિજયજીકૃત 'શ્રીશંખેશ્વર

---

૧૫ ટ્રીગ્નોમેટ્રિકલ સર્વેના ઇંગ્લીશ નકશામાં શંખેશ્વરની પાસે અત્યારે સેનપલ્લી અથવા તેને ભળતા નામનું કોઈ ગામડું નથી. ફક્ત આદરિયાણાથી ઈશાન ખૂણામાં બે માઈલ અને શંખેશ્વરથી નૈઋત્ય ખૂણામાં ૭ માઈલ દૂર સલી નામનું એક ગામ છે. એ જ કદાચ આગળનું સેનપલ્લી હોય. અથવા તો એ સેનપલ્લી ગામને ઠેકાણે જ શંખપુર (શંખેશ્વર) નગર વસાવ્યું હોય.

૧૬ 'શ્રીપાંડવચરિત્ર મહાકાવ્ય'માં લખ્યું છે કે – શ્રીકૃષ્ણના તાબાના દેશને સીમાડે, સરસ્વતી નદીના કિનારે, આ મહાયુદ્ધ થયું હતું. સરસ્વતી નદી સમી ગામની નજીકમાં વહે છે. એટલે આ યુદ્ધ સમી, હારીજ અને શંખેશ્વરની આસપાસમાં થયાની ખાતરી થાય છે. યુદ્ધના વર્ણન માટે જુઓ સ્તોત્રાંક–૧૭, ૩૩, ૪૧, ૪૨.

પાર્શ્વનાથ શ્લોકા ' ( સ્તો૦ ૪૨ )ની કડી ૨૫, ૨૬, ૨૭માં– ઉડું (ઓડુ), પંચાસર, જિંજપર (ઝીઝૂંવાડા), ધામા, મેમાણું (મેમણા), લોલાણું (લોલાડા), આવરિયાણા ( આદરિયાણા ), જાડિયાણા, મહુઆ, રાણી વગેરે ગામોની પાસે શ્રીકૃષ્ણના લશ્કરનો પડાવ હોવાનું; વાઘેલ ગામની પાસે જરાસંધના લશ્કરનો પડાવ હોવાનું અને મુંજપર, સમી,[17] લુંટાના ( લોટી ) વગેરે ગામો પાસે બન્ને સૈન્યોએ સામસામા યુદ્ધ કર્યાંનું લખ્યું છે. આમાંથી ફક્ત મહુઆ અને રાણી[18] એ

૧૭ ઉપર્યુક્ત બધાં ગામો ટ્રીગ્નોમેટ્રિકલ સર્વેના નકશામાં આ પ્રમાણે આપેલાં છેઃ–

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઓડુ | શંખેશ્વરથી | દક્ષિણ દિશામાં | ૨૦॥ | માઈલ | દૂર છે. |
| પંચાસર | ,, | ,, | ૬ | ,, | ,, |
| ઝીંઝુવાડા | ,, | નૈઋત્ય ખૂણામાં | ૧૪ | ,, | ,, |
| ધામા | ,, | ,, | ૧૦॥ | ,, | ,, |
| આદરિયાણા | ,, | ,, | ૭॥ | ,, | ,, |
| જાડિયાણા | ,, | ,, | ૬ | ,, | ,, |
| લોલાડા | ,, | પશ્ચિમ દિશામાં | ૬॥ | ,, | ,, |
| મેમણા | ,, | વાયવ્ય ખૂણામાં | ૭ | ,, | ,, |
| સમી | ,, | ઉત્તર દિશામાં | ૧૨ | ,, | ,, |
| મુંજપુર | ,, | ઈશાન ખૂણામાં | ૬॥ | ,, | ,, |
| વાઘેલ | ,, | ,, | ૧૩ | ,, | ,, |

૧૮ મહુઆ અને રાણી આ બે ગામોનો યા તો સાવ નાશ થઈ ગયો હોય અથવા તો તેનાં નામોનું સંપૂર્ણ પરિવર્તન થઈ ગયું હોય. શંખેશ્વરથી ઉત્તરમાં પાંચ માઈલ દૂર અને મુંજપુરથી પશ્ચિમમાં ૧॥ માઈલ દૂર લોટી નામનું ગામ છે. તેની પાસે લોટેશ્વર મહાદેવનું સ્થાન છે. એ જ લુંટાના ગામ હશે એમ લાગે છે.

એ ગામો સિવાયનાં બધાં ગામો અત્યારે વિદ્યમાન છે. જે ગામનાં નામોમાં થોડો ફેરફાર થયો છે, તે કૌંસમાં આપેલ છે.

આ ઉપરથી જણાય છે કે – તે સ્થાનની પશ્ચિમ અને દક્ષિણ દિશામાં શ્રીકૃષ્ણના લશ્કરનો પડાવ તથા પૂર્વ અને ઉત્તર દિશામાં જરાસંધના લશ્કરનો પડાવ હતો.

જરાસંધ પ્રતિવાસુદેવ હોવાથી ભરતક્ષેત્રના દક્ષિણાર્ધ વિભાગના લગભગ તમામ રાજાઓ અને વૈતાઢ્ય પર્વતના વિદ્યાધરો પણ તેના પક્ષમાં હતા. જ્યારે શ્રીકૃષ્ણના પક્ષમાં ૫૬ કુળકોટી યાદવો, પાંડવો, કેટલાક રાજાઓ અને કેટલાક વિદ્યાધરો હતા. ઘણા લાંબા વખત સુધી ખૂનખાર લડાઈ ચાલ્યા પછી શ્રીકૃષ્ણના સૈન્યે જરાસંધના લશ્કરને પરાસ્ત કરી નાખ્યું, તેથી જરાસંઘે બળથી નહીં પહોંચી શકવાથી, પ્રપંચ કરીને, વગર મહેનતે વિજય મેળવવાની ઇચ્છાથી, પોતે પહેલાં સાધી રાખેલી જરા નામની વિદ્યાને શ્રીકૃષ્ણના સમસ્ત સૈન્ય ઉપર મોકલી. જરા વિદ્યાના પ્રભાવથી શ્રીકૃષ્ણના સૈન્યના તમામ માણસો વૃદ્ધ અને રોગી થઈ ગયા. ખાધું પચે નહીં, વારંવાર જંગલ (દિશાએ) જવું પડે, કોઈ પણ શસ્ત્રો ઉપાડી શકે નહીં અને કોઈ પણ લડવાની હિંમત કરી શકે નહીં. શ્રીકૃષ્ણ વાસુદેવ, રામ બળદેવ અને શ્રીઅરિષ્ટનેમિ કુમાર – આ ત્રણે મહાપુણ્યશાળી પુરુષો હોવાથી જરા વિદ્યાની તેમના ઉપર કશી અસર થઈ ન હતી. પ્રાતઃકાળમાં શ્રીકૃષ્ણને, પોતાના સૈન્યની આવી સ્થિતિ જોઈ, ઘણી ચિંતા થવાથી તેમણે શ્રીઅરિષ્ટનેમિ કુમારને પૂછ્યું: “ભાઈ! આ શું થયું? આનું નિવારણ કરવાનો ઉપાય કંઈ છે? આપણો

જય કેવી રીતે થશે? આના ઉત્તરમાં શ્રીઅરિષ્ટનેમિ કુ
કહ્યું: "હે ભાઈ! જરાસંધે પ્રપંચ કરીને જય મેળવવા
જરા વિદ્યા તમારા સૈન્ય ઉપર મોકલી છે. નાગરાજ ધરણે
ભવન ( આવાસ ) માંના જિનાલયમાં ભાવી તીર્થંકર શ્રીપા
નાથ પ્રભુની પ્રાચીન અને મહાપ્રભાવશાળી મૂર્તિ
અઠ્ઠમની તપસ્યા કરી ધરણેન્દ્રને આરાધી તેમની પાસેથ
મૂર્તિ મેળવો. તે મૂર્તિનું સ્નાત્રજળ (સ્નાનજળ) આપણા
ઉપર છાંટો. તેનાથી જરા વિદ્યા પરાસ્ત થઈને નાસી
અને તમોને જય મળશે." આ સાંભળી ખુશી થયેલ
કૃષ્ણે ફરીને પૂછ્યું: "હું અઠ્ઠમ કરીને ધરણેન્દ્રની આરા
કરું ખરો, પણ એ ત્રણ દિવસમાં આપણા સૈન્યની શી
થાય? તેનું રક્ષણ કોણ કરશે?" એટલે શ્રીઅરિષ્ટનેમિ કુ
કહ્યું: "ત્રણ દિવસ સુધી આપણા સૈન્યની હું રક્ષા કરીશ

આ ઉત્તરથી આનંદ પામેલા શ્રીકૃષ્ણે પોતાના નિવા
સ્થાનની અંદર એકાંતમા જઈ ડાભનું આસન લગાવી અ
( ત્રણ ઉપવાસ ) કરીને શાંત ચિત્તથી નાગરાજ ધરણે
આરાધન કરવા માંડયું.

આ તરફથી શ્રીકૃષ્ણના સૈન્યને વૃદ્ધ અને રોગી
ગયેલું જાણીને જરાસંધે પોતાના તાબાના સૈન્ય સહિત
લાખ રાજાઓને દુશ્મનોના સૈન્ય ઉપર તૂટી પડવાની આ
કરી. એટલે સુધર્મ ( પહેલા ) દેવલોકથી સૌધર્મે
મોકલેલા માતલી સારથિ સાથેના રથમાં બેસીને શ્રીઅરિ
નેમિ કુમારે જબરદસ્ત શંખનાદ કર્યો. તેના નાદમાત્ર
દુશ્મનોના સૈન્ય સહિત તે એક લાખ રાજાઓ અસ્ય

તરફ પોતાનો રથ અતિ ઝડપથી ફેરવવા માંડ્યો. અને શ્રીઅરિષ્ટનેમિ કુમારે લઘુ–લાઘવી કળાથી હજારો બાણોનો વરસાદ વરસાવી તે રાજાઓમાંથી કેટલાકનાં મુગટ, કુંડળ, છત્ર, ચામર અને કેટલાકનાં રથનાં પૈડાં, કળશ, ધજા વગેરે છેદી નાંખ્યાં. પણ શ્રીઅરિષ્ટનેમિ કુમાર મહાદયાળુ હોવાથી તેમણે કોઈ પણ મનુષ્ય કે પશુના શરીરને નુકસાન પહોંચાડ્યું નહીં. શ્રીઅરિષ્ટનેમિ કુમારનો તાપ સહન નહીં કરી શકવાથી થાકીને તેઓ પોતાના પડાવમાં પાછા ગયા. એમ ત્રણ દિવસ સુધી તેમણે શ્રીકૃષ્ણના સૈન્યની રક્ષા કરી. ત્રીજા દિવસની મધ્ય રાત્રિએ ધરણેન્દ્રની આજ્ઞાથી પદ્માવતી દેવીએ પ્રત્યક્ષ થઈને શ્રીકૃષ્ણની યાચના મુજબ શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રાચીન પ્રતિમા ( પોતે તેની પૂજા કરતી હોવાથી પોતાની ઇચ્છા નહીં હોવા છતાં શ્રીકૃષ્ણના આગ્રહથી ) તેમને આપી.[૧૯] આ મૂર્તિના દર્શનથી શ્રીકૃષ્ણને અત્યંત આનંદ થયો. પ્રાતઃકાળમાં તે મૂર્તિનું બહુ ભક્તિ-

---

૧૯ આ મૂર્તિ શ્રીકૃષ્ણને નાગરાજ ધરણેન્દ્રે આપ્યાનું સ્તો૦ ૨, ૩૪, ૩૮, ૪૧, ૪૨, ૪૬, ૫૦, ૫૪, ૫૬, ૯૮, ૧૦૨, ૧૦૩, ૧૦૬ વગેરે ઘણાં સ્તોત્રોમાં લખ્યું છે. સ્તો૦ ૧૭, ૩૩, ૩૯, ૬૬, ૯૩, ૯૪, ૧૪૧ વગેરે સ્તોત્રોમાં ધરણેંદ્રની આજ્ઞાથી પદ્માવતી દેવીએ પ્રકટ થઈને આપ્યાનું તથા સ્તોત્રાંક ૧૮માં શ્રીકૃષ્ણને તપના પ્રભાવથી પાતાળમાંથી પ્રાપ્ત થયાનું લખ્યું છે. જ્યારે ફક્ત એક જ સ્તોત્ર (નં. ૧) માં લખ્યું છે કે—આ મૂર્તિ સૌધર્મ દેવલોકમાં પૂજાતી હતી. શ્રીઅરિષ્ટનેમિ કુમાર શ્રીકૃષ્ણને આ મૂર્તિ સંબંધી વાત કરતા હતા, તે અવધિજ્ઞાનથી જાણીને સૌધર્મેન્દ્રે માતલી સારથી અને રથ સાથે આ મૂર્તિ શ્રીકૃષ્ણને મોકલી આપી.

પૂર્વક પ્રક્ષાલન કરીને તે સ્નાનનું જળ શ્રીકૃષ્ણે પોતાના આખા સૈન્ય ઉપર છટાવ્યું, જેથી જરા વિદ્યા નાસી ગઈ[૨૦]

૨૦ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય મહારાજે 'ત્રિષષ્ટિશલાકા પુરુષચરિત્ર,' પર્વ ૮, સર્ગ ૭-૮ મા — શ્રીકૃષ્ણ-જરાસંધના યુદ્ધના પ્રસંગમા શ્રીકૃષ્ણે દ્વારિકાથી ઈશાન ખૂણામા ૪૫ યોજન×(યોજન= ચાર ગાઉ) દૂર જઈને સેનપલ્લી ગામની પાસે પોતાના સૈન્યનો પડાવ નાખ્યો તેનાથી એક યોજન દૂર જરાસંધના સૈન્યનો પડાવ હતો મહાભયંકર યુદ્ધ થયુ પાંડવોએ કૌરવોને માર્યા અરિષ્ટનેમિ કુમારે લાખ રાજાઓને હરાવ્યા જરાસંધના પક્ષની ઘણી જ અને શ્રીકૃષ્ણના પક્ષની પણ થોડીક ખુવારી થઈ અને જરાસંધ શ્રીકૃષ્ણના હાથે મરાયો, અને શ્રીકૃષ્ણનો જય થયો તેથી તેના સૈન્યના માણસો ત્યા આનંદથી કૂદવા લાગ્યા, એટલે શ્રીકૃષ્ણે ત્યા આનંદપુર નામનુ નગર વસાવ્યુ — વગેરે લખ્યુ છે પણ જરાસંધે જરા વિદ્યા મૂક્યાની જગનુ નિવારણ કર્યાની અને શ્રીશંખેશ્વર તીર્થની ઉત્પત્તિ સંબંધીની વાત અંશમાત્ર પણ એમા લખી નથી

તેમ જ (૧) શ્રીમાન્ શીલાંકાચાર્યવિરચિત 'ચઉપન્નમહાપુરિસચરિય' નામના પ્રાકૃત ગ્રંથમાના શ્રીનેમિનાથ પ્રભુ તથા શ્રીકૃષ્ણ ચરિત્રમા, (૨) મલધારી શ્રીદેવપ્રભસૂરિકૃત 'પાંડવચરિત્ર પદ્ય મહાકાવ્ય' મા અને (૩) મલધારી શ્રીહેમચંદ્રસૂરિરચિત પ્રાકૃત 'શ્રીનેમિનાથચરિત્ર' મા શ્રીકૃષ્ણ અને જરાસંધના યુદ્ધના પ્રસંગમ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ તીર્થની ઉત્પત્તિ સંબંધી કંઈ પણ ઉલ્લેખ નથી પ્રથમના બે ગ્રંથોમા શ્રીકૃષ્ણ - યાદવોનો વિજય થયો તે સ્થાનનો આનંદપુર તરીકે ઉલ્લેખ કર્યો છે અર્થાત્ આનંદપુર પાસે વિજય પ્રાપ્ત થયાનુ લખ્યુ છે

× ગુજરાતમા પાટણ તરફમા ૧॥ માઈલનો ગાઉ અને કોઈ કોઈ ઠેકાણે તો એક માઈલનો ગાઉ ગણાતો હોવાથી તે હિસાબે ૪૫ યોજન ઘટી શકે છે

શ્રીકૃષ્ણનું બધું સૈન્ય હતું તેવું તયાર થઈ ગયું. ફરી મહાભયંકર યુદ્ધ ચાલ્યું. અંતે પ્રતિવાસુદેવ જરાસંધ, તેના કેટલાક પુત્રો અને કેટલાક રાજાઓ મરાયા. શ્રીકૃષ્ણનો વિજય થયો, એટલે તે ઠેકાણે શ્રીકૃષ્ણે હર્ષને જણાવનારો શંખનાદ કર્યો. શ્રીકૃષ્ણના સૈન્યના બધા માણસો આનંદને લીધે નાચવા કૂદવા લાગ્યા.

શ્રીકૃષ્ણે ઉદારતા રાખી જરાસંધના પુત્રો કુસુદ, સહદેવ વગેરેને રાજગૃહીનું રાજ્ય આપ્યું.

મહાપ્રાભાવિક પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિના માહાત્મ્ય-પ્રભાવથી જરા નષ્ટ થઈ હોવાથી શ્રીઅરિષ્ટનેમિ કુમાર (શ્રીનેમિનાથ ભગવાન)ની સૂચનાથી[21] (સ્તો૦ ૧) સેનપલ્લી[22] ગામને ઠેકાણે, જ્યાં પોતાનો જય થયો હતો તેની પાસે, એક નવું નગર વસાવ્યું. જય થવાથી પોતે ત્યાં શંખ વગાડેલો[23]

૨૧ 'પદ્માવતી દેવીની સૂચનાથી' સ્તો૦ ૮૦.

૨૨ સ્તો૦ ૩૫માં સેનપલ્લી ગામને ઠેકાણે જ શંખપુર નગર વસાવ્યાનું લખ્યું છે. અત્યારે શંખેશ્વરની આસપાસમાં સેનપલ્લી નામનું કોઈ ગામ વિદ્યમાન નથી. તેથી સેનપલ્લીને ઠેકાણે જ શંખપુર વસાવ્યું હોય એ વધારે બંધબેસતું જણાય છે.

૨૩ સ્તો૦ ૩૩, ૪૨, ૪૫, ૬૭, ૯૪, ૧૦૩, ૧૦૬, ૧૪૧ વગેરેમાં શ્રીકૃષ્ણે વગાડેલા શંખના નિમિત્તે અને સ્તો૦ ૨, ૧૮, ૨૨, ૨૪ વગેરેમાં શ્રીઅરિષ્ટનેમિ કુમારે સૈન્યનું રક્ષણ કરતી વખતે વગાડેલ શંખના નિમિત્તે નવા વસાવેલા નગરનું નામ શંખપુર પાડ્યાનું લખ્યું છે. એ બેમાંથી ગમે તેણે પણ જીતની ખુશાલીના પ્રસંગે વગાડેલા શંખના નિમિત્તે નવીન વસાવેલ નગરનું નામ શંખપુર રાખવામાં આવ્યું હતું, અને એ જ કારણથી ધરણેન્દ્ર નાગરાજે આપેલ મહાપ્રાભાવિક શ્રીપાર્શ્વનાથ પ્રભુની આ મૂર્તિનું શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ નામ પ્રસિદ્ધિમાં આવ્યું (સ્તો૦ ૬૭, ૮૦, ૯૮, ૧૦૩).

તેથી તે નગરનું નામ શંખપુર રાખ્યું. તેમાં શ્રીકૃષ્ણે અ મનોહર નવીન જિનાલય[૨૪] બંધાવીને તેમાં શ્રીનેમિન ભગવાનની સૂચનાથી[૨૫] ઉક્ત શ્રીપાર્શ્વનાથ પ્રભુની મ પ્રાભાવિક મૂર્તિને પોતે બિરાજમાન કરી[૨૬] અને તેની સ

૨૪ સ્તો૦ ૨૪માં લખ્યું છે કે શ્રીકૃષ્ણે શંખેશ્વર ગામ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથનું જિનાલય ઘણા પરિશ્રમપૂર્વક એવી બાંધણ બંધાવ્યું હતું કે પોતે દ્વારિકા નગરીના પોતાના મહેલમાંથી શ્રીશં શ્વર પાર્શ્વનાથજીનાં હમેશાં દર્શન કરી શકતા હતા. તેમ જ સ્તો ૮૦માં લખ્યું છે કે – શ્રીકૃષ્ણે શંખેશ્વરમાં શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુ મંદિર એવી બાંધણીથી બંધાવ્યું હતું કે તે મંદિરની ઉપર ફર ધજા શ્રીકૃષ્ણ દ્વારિકા નગરીમાંના પોતાના મહેલમાં બેઠા બેઠા ન શકતા હતા. ઉપર આપેલી બન્ને સ્તોત્રોની વાત મહાપ્રાભાવિ તીર્થ ઉપરની પવિત્ર ભક્તિને લીધે ઉત્પન્ન થયેલી–ચાલી આ દંતકથાઓ સાંભળીને તેના લેખકોએ લખી હશે, એમ જણાય છે

૨૫ 'યાદવોની પ્રેરણાથી' સ્તો૦ ૩૯.

૨૬ ધરણેન્દ્રે શ્રીકૃષ્ણને આપેલી શ્રીપાર્શ્વપ્રભુની અસલ મૂ શંખપુર ( શંખેશ્વર )માં સ્થાપન કર્યાનું ઘણાં જ સ્તોત્રો વગેરેમાં લ છે. જ્યારે ફક્ત એક જ કલ્પ ( સ્તો૦ ૧ )માં લખ્યું છે કે શ્રીકૃ શંખપુર નગર વસાવી, તેમાં નવીન જિનાલય બંધાવીને તેમાં પાર્શ્વનાથ પ્રભુની નવી મૂર્તિ કરાવીને સ્થાપન કરી, અને સૌ ર્મેન્દ્રે આપેલી અસલ મૂર્તિને પોતાની સાથે લઈ જઈને દ્વારિ નગરીમાં મનોહર નવીન જિનાલય બંધાવીને તેમાં સ્થાપન કર ૭૦૦ વર્ષ સુધી તેમણે અતિ ભક્તિપૂર્વક પૂજી. આ ઉપરાંત આ કલ્પ લખ્યું છે કે – આ મૂર્તિએ અનેક ઠેકાણે દર્શન દીધાં છે, અનેક ઠેક પૂજાણી છે, હજી પણ અનેક ઠેકાણે પૂજાશે. અને આ મૂર્તિથી જ સ્તંભ પાર્શ્વનાથ અને શંખેશ્વર પાર્શ્વનાથ વગેરે તીર્થો થયાં છે, વગે

ભક્તિથી નમ્ર બનેલી એવી પોતાની મૂર્તિ પણ ત્યાં શ્રીકૃષ્ણે સ્થાપન કરી (સ્તો૦ ૧૭, ૩૩, ૩૯), અને તે શંખપુર નગર શ્રીપાર્શ્વપ્રભુની પૂજા વગેરેના ખર્ચ માટે શ્રીપાર્શ્વપ્રભુને અર્પણ કર્યું (સ્તો૦ ૧૭, ૩૩, ૩૯).

ઉક્ત શ્રીપાર્શ્વનાથ પ્રભુની આ મૂર્તિ સાત ફણાવાળી હતી,[૨૭] અને અત્યારે પણ સાત ફણાવાળી છે.

શ્રીકૃષ્ણે આ શંખપુર નગર ગઢ, મઠ, મંદિરો, ધર્મશાળાઓ, પોળોની લાઈનો, દરવાજા અને તોરણોથી યુક્ત વસાવ્યું હતું. ગામની બહાર બાગ-બગીચા, વાડીઓ, મોટાં વૃક્ષોનાં વનો, અને તે બધામાં લોકોને બેસવા માટે સ્થાનો પણ કરાવ્યાં હતાં. જેથી ત્યાં દેવ જેવા શોભતા મોટા ધનાઢ્ય વહેપારીઓ અને બીજા પણ મીર, પીર, હમીર, મોટા વીર, સુભટો વગેરે લોકો પણ ત્યાં રહેવા આવ્યા (સ્તો૦ ૮૦). ત્યારપછી દિન પ્રતિદિન શંખપુર નગરની જાહોજલાલી વધતી ગઈ અને શ્રીશંખેશ્વર પાર્શ્વનાથના ઉપર્યુક્ત ચમત્કારની વાત ચારે દિશામાં ફેલાઈ જવાથી દેશોદેશથી આ

---

પરંતુ શ્રીનેમિનાથ પ્રભુએ અવધિજ્ઞાનથી દ્વારિકા નગરીનો નાશ થવાનું જાણીને ધરણેન્દ્રે આપેલી અસલ મૂર્તિને શંખેશ્વરમાં જ પધરાવવાની સૂચના કરી હોય અને તેથી અસલ મૂર્તિ શંખેશ્વરમાં જ પધરાવી હોય એ વધારે સંગત—ઠીક જણાય છે. સ્તો૦૯૮ની ૧૦મી કડીમાં પણ એ જ પ્રમાણે લખ્યું છે કે—દ્વારિકાની અસ્થિરતા જાણીને શ્રીકૃષ્ણે વઢીઆર દેશમાં શંખેશ્વર ગામમાં ઉક્ત અસલ મૂર્તિને બિરાજમાન કરી.

૨૭ આ મૂર્તિ સ્તો૦ ૬, ૪૬, ૫૧, ૧૦૩માં પણ સાત ફણાવાળી અને સ્તો૦ ૧૩૬માં ઘણી ફણાવાળી હોવાનું લખ્યું છે.

તીર્થની યાત્રા કરવા માટે સંઘો આવવા લાગ્યા. શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુની વિવિધ પ્રકારે પૂજા થવા લાગી. હમેશાં ગીત, ગાન, સંગીત, નૃત્ય વગેરે થવા લાગ્યું.[૨૮] આ પ્રમાણે ઘણા કાળ સુધી ચાલતું રહ્યું.

ગુજરાતના એક પ્રસિદ્ધ સાક્ષર પાટણનિવાસી શ્રીયુત કનૈયાલાલ ભાઈશંકર દવેએ ફાર્બસ ગુજરાતી સભાના 'ત્રૈમાસિક'ના પુ૦ ૯ અં૦ ૧-૨ (એપ્રીલ–સપ્ટેંબર, ૧૯૪૪), પૃષ્ઠ ૬૫-૬૬માં પ્રસિદ્ધ કરાવેલ આ પુસ્તકની પહેલી આવૃત્તિ અંગેના પોતાના અભિપ્રાયમાં લખ્યું છે કે–" શ્રી બળદેવજીએ સરસ્વતી નદીની પરસ્રોત યાત્રા કરી, તેમાં સરસ્વતીના કાંઠા ઉપર 'શંખ' તીર્થ હોવાનું 'મહાભારત' કહે છે. 'લોહ્યષ્ટિ' યાને હાલના 'લોટેશ્વર' પાસે એક કાળે સરસ્વતી વહેતી હતી એમ પુરાણો ઉપરથી જણાતું હોવાના કારણે હિંદુઓનું 'શંખતીર્થ' એ જ જૈનોનું 'શંખેશ્વરતીર્થ' હશે, એવું અનુમાન અહીં સયુક્તિક લાગે છે."

શંખેશ્વરથી ઉત્તર દિશામાં પાંચ માઈલ દૂર 'લોટી'

---

૨૮ આ " તીર્થની ઉત્પત્તિ " નામક પ્રકરણમાં ઉપર જે હકીકત આપેલી છે તેમાંથી કોઈ કોઈમાં કાંઈક કાંઈક ઓછા–વધતા પ્રમાણમાં, પણ લગભગ તેને મળતી જ હકીકત નીચે આપેલા નંબરોવાળાં બધાં સ્તોત્રોમાં આપેલી છેઃ સ્તો૦ નં. ૧ થી ૩, ૭, ૧૭, ૧૮, ૨૨, ૩૩ થી ૩૫, ૩૮, ૩૯, ૪૧ થી ૪૩, ૪૬, ૪૮, ૫૦, ૫૧ થી ૫૪, ૫૬, ૬૦, ૬૧, ૬૩, ૬૬, ૭૦, ૭૧, ૭૩, ૭૮, ૮૦, ૮૩, ૮૪, ૮૬, ૮૮, ૯૨ થી ૯૪, ૯૭, ૯૮, ૧૦૦, ૧૦૨, ૧૦૩, ૧૦૫, ૧૦૬, ૧૦૮, ૧૨૦, ૧૨૩, ૧૨૯, ૧૩૧, ૧૩૪, ૧૪૧, ૧૪૭ થી ૧૪૯, ૧૫૫, ૧૫૭, ૧૬૦, ૧૬૧.

નામનું ગામ અત્યારે વિદ્યમાન છે. ત્યાં લોટેશ્વર મહાદેવનું પ્રસિદ્ધ સ્થાન હોવાથી તે 'લોટી' ગામ 'લોટેશ્વર' નામથી ઓળખાય છે, અને હાલમાં અહીંથી વાયવ્ય ખૂણામાં દસ માઈલની દૂરી પર સમી અને વરાણાની વચ્ચે અથવા નાયકા અને કનીજની વચ્ચે સરસ્વતી નદી વહે છે. કાળાન્તરે એટલું અંતર પડી જવાનું સંભવી શકે છે, માટે ઉપરનું અનુમાન સાચું જ હોય તેમ લાગે છે.

આ ઉપરથી શ્રીશંખેશ્વરતીર્થ અતિ પ્રાચીન એટલે શ્રીકૃષ્ણના સમયનું હોવાનું હિંદુઓના મહામાન્ય 'મહાભારત' અને 'પુરાણો' આદિથી પણ સિદ્ધ થાય છે. યદ્યપિ જૈનોની માન્યતા પ્રમાણે શ્રીકૃષ્ણ, પાંડવો, કૌરવો વગેરે લગભગ સત્યાસી હજાર વર્ષ પહેલાં થઈ ગયા છે, પરંતુ અત્યારના વિદ્વાનો અને સંશોધકો 'મહાભારત' તથા શ્રીકૃષ્ણ, કૌરવો, પાંડવોનો સમય પાંચથી સાત હજાર વર્ષ પહેલાંનો તો જરૂર માને જ છે. એટલે આ શ્રીશંખેશ્વરતીર્થ અત્યારની ઐતિહાસિક શોધખોળની દૃષ્ટિથી પણ અતિ પ્રાચીન છે એમાં સંશય નથી.

# પ્રકરણ પાંચમું

# મૂર્ત્તિની ઉત્પત્તિ અને તેનો પ્રાચીન ઇતિહાસ

## આ મૂર્તિની ઉત્પત્તિ

ગુજરાતમાં આવેલા વઢીઆર દેશમાં શ્રીશંખેશ્વરતીર્થની ઉત્પત્તિ ક્યારે અને શા કારણથી થઈ તે આપણે ગયા પ્રકરણમાં જોયું. હવે મૂળનાયક શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિની ઉત્પત્તિ ક્યારે થઈ? તે કેટલી પ્રાચીન છે? તે ક્યાં ક્યાં પૂજાણી? અને તે સંબંધમાં ગ્રંથકારો શું કહે છે?– તે આપણે આ પ્રકરણમાં જોઈએ.

આ પુસ્તકના બીજા ભાગમાંના સ્તોત્રાંક ૪૬, ૫૦, ૫૫, ૬૬, ૭૧, ૮૬, ૯૩, ૯૪, ૯૮, ૧૦૨માં લખ્યું છે કે–ગઈ ચોવીશીમાં થયેલા નવમા[૨૯] તીર્થંકર શ્રીદામોદર જિનેશ્વર પ્રભુને તેમના ભક્ત સમકિતી અને વ્રતધારી આષાઢી નામના શ્રાવકે પોતાને

---

૨૯ સ્તો૦ ૪૬માં ગઈ ચોવીશીના શ્રીદામોદર જિનને આઠમા લખ્યા છે, તે ઠીક નથી. સ્તો૦ ૫૦, ૯૮, ૧૦૨માં તથા 'અભિધાનચિન્તામણિકોષ,' દેવાધિદેવકાંડ, શ્લો. ૫૧; 'પ્રવચનસારોદ્ધાર,' દ્વાર ૭, ગાથા ૨૯૦; શ્રીપ્રદ્યુમ્નસૂરિકૃત 'વિચારસારપ્રકરણ' ગાથા ૫૬ વગેરે ગ્રંથોમાં પણ નવમા જણાવેલ છે.

સંસારમાં કેટલા કાળ સુધી ભ્રમણ કરવાનું બાકી છે, તે જાણવાની ઇચ્છાથી પૂછ્યું: "હે ભગવન્ ! મારી મુક્તિ ક્યારે અને કોના સમયમાં થશે ?" ત્યારે તે દયાળુ પ્રભુએ ઉત્તર આપ્યો: "આવતી ચોવીશીમાં ચોથા આરામાં ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ પ્રભુ થશે તેમના તમે આર્યઘોષ[૩૦] નામના ગણધર થઈને એ જ ભવમાં મોક્ષે જશો." આ વાત સાંભળીને અત્યંત ખુશી થયેલા આષાઢી શ્રાવકે ભાવી ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ પ્રભુ પોતાના ખાસ ઉપકારી થશે એમ સમજીને તેમની સુંદર મનોહર પ્રતિમા નવી કરાવી અને પોતે બંધાવેલા જિનાલયમાં શુભ મુહૂર્તે પ્રતિષ્ઠિત કરાવીને

---

૩૦ 'ત્રિ૦ શ૦ પુ૦ ચરિત્ર', પર્વ ૯, સર્ગ ૩જામાં શ્રી-પાર્શ્વનાથ પ્રભુના ગણધરોનાં નામો આપ્યાં છે તેમાં, પ્રથમ ગણધરનું નામ આર્યદત્ત જણાવ્યું છે, પણ આર્યઘોષ નામ આપેલ નથી. 'શ્રીકલ્પસૂત્ર', સપ્તમ ક્ષણ, 'શ્રીપાર્શ્વનાથચરિત્ર' મૂળ સૂત્રમાં શ્રીપાર્શ્વનાથ પ્રભુના આઠે ગણધરોનાં નામો આપેલાં છે, તેમાં આર્યઘોષ નામ બીજું આપેલું છે. અર્થાત્ તેમને બીજા ગણધર કહ્યા છે. જ્યારે આ પુસ્તકના સ્તો૦ ૫૪માં "તમો આઠમા ગણ-ધર થઈને મુક્તિમાં જશો," અને સ્તો૦ ૪૬માં "તમે આર્યઘોષ નામના ગણધર થઈને મુક્તિમાં જશો," એમ કહેલું છે. આ ઉપરથી આષાઢી શ્રાવક સુધર્મ દેવલોકમાં વૈમાનિકદેવ અને ત્યારપછી કાળાંતરે સૌધર્મેન્દ્ર થઈને પછી કેટલાક ભવ કરીને શ્રીપાર્શ્વનાથ ભગવાનના આર્યઘોષ નામના ગણધર થઈને મુક્તિમાં ગયા જણાય છે.

સ્તો૦ ૭૧માં ગઈ ચોવીશીમાં થયેલા શ્રીદામોદર જિનના સમયમાં તેલસી જીવ ગણધરે આ મૂર્ત્તિ ભરાવ્યાનું અને સ્તો૦ ૯૮માં પેઢાલ શ્રાવકે ભરાવ્યાનું લખ્યું છે, પરંતુ તે બરાબર–ઠીક જણાતું નથી.

## પ્રકરણ પાંચમું

# મૂર્તિની ઉત્પત્તિ અને તેનો પ્રાચીન ઇતિહાસ

### આ મૂર્તિની ઉત્પત્તિ

ગુજરાતમાં આવેલા વઢીઆર દેશમાં શ્રીશંખેશ્વરતીર્થની ઉત્પત્તિ ક્યારે અને શા કારણથી થઈ તે આપણે ગયા પ્રકરણમાં જોયું. હવે મૂળનાયક શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિની ઉત્પત્તિ ક્યારે થઈ? તે કેટલી પ્રાચીન છે? તે ક્યાં ક્યાં પૂજાણી? અને તે સંબંધમાં ગ્રંથકારો શું કહે છે?– તે આપણે આ પ્રકરણમાં જોઈએ.

આ પુસ્તકના બીજા ભાગમાંના સ્તોત્રાંક ૪૬, ૫૦, ૫૫, ૬૬, ૭૧, ૮૬, ૯૩, ૯૪, ૯૮, ૧૦૨માં લખ્યું છે કે–ગઈ ચોવીશીમાં થયેલા નવમા[૨૯] તીર્થંકર શ્રીદામોદર જિનેશ્વર પ્રભુને તેમના ભક્ત સમકિતી અને વ્રતધારી આષાઢી નામના શ્રાવકે પોતાને

---

૨૯ સ્તો૦ ૪૬માં ગઈ ચોવીશીના શ્રીદામોદર જિનને આઠમા લખ્યા છે, તે ઠીક નથી. સ્તો૦ ૫૦, ૯૮, ૧૦૨માં તથા 'અભિધાનચિન્તામણિકોષ,' દેવાધિદેવકાંડ, શ્લો. ૫૧; 'પ્રવચનસારોદ્ધાર,' દ્વાર ૭, ગાથા ૨૯૦; શ્રીપ્રદ્યુમ્નસૂરિકૃત 'વિચારસારપ્રકરણ' ગાથા ૫૬ વગેરે ગ્રંથોમાં પણ નવમા જણાવેલ છે.

સંસારમાં કેટલા કાળ સુધી ભ્રમણ કરવાનું બાકી છે, તે જાણવાની ઇચ્છાથી પૂછ્યું: "હે ભગવન્ ! મારી મુક્તિ ક્યારે અને કોના સમયમાં થશે ?" ત્યારે તે દયાળુ પ્રભુએ ઉત્તર આપ્યો: "આવતી ચોવીશીમાં ચોથા આરામાં ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ પ્રભુ થશે તેમના તમે આર્યઘોષ[30] નામના ગણધર થઈને એ જ ભવમાં મોક્ષે જશો." આ વાત સાંભળીને અત્યંત ખુશી થયેલા આષાઢી શ્રાવકે ભાવી ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ પ્રભુ પોતાના ખાસ ઉપકારી થશે એમ સમજીને તેમની સુંદર મનોહર પ્રતિમા નવી કરાવી અને પોતે બંધાવેલા જિનાલયમાં શુભ મુહૂર્તે પ્રતિષ્ઠિત કરાવીને

---

૩૦ 'ત્રિ૦ શ૦ પુ૦ ચરિત્ર', પર્વ ૯, સર્ગ ૩જામાં શ્રીપાર્શ્વનાથ પ્રભુના ગણધરોનાં નામો આપ્યાં છે તેમાં, પ્રથમ ગણધરનું નામ આર્યદત્ત જણાવ્યું છે, પણ આર્યઘોષ નામ આપેલ નથી. 'શ્રીકલ્પસૂત્ર', સપ્તમ ક્ષણ, 'શ્રીપાર્શ્વનાથચરિત્ર' મૂળ સૂત્રમાં શ્રીપાર્શ્વનાથ પ્રભુના આઠે ગણધરોનાં નામો આપેલાં છે, તેમાં આર્યઘોષ નામ બીજું આપેલું છે. અર્થાત્ તેમને બીજા ગણધર કહ્યા છે. જ્યારે આ પુસ્તકના સ્તો૦ ૫૪માં "તમો આઠમા ગણધર થઈને મુક્તિમાં જશો," અને સ્તો૦ ૪૬માં "તમે આર્યઘોષ નામના ગણધર થઈને મુક્તિમાં જશો," એમ કહેલું છે. આ ઉપરથી આષાઢી શ્રાવક સુધર્મ દેવલોકમાં વૈમાનિકદેવ અને ત્યારપછી કાળાંતરે સૌધર્મેન્દ્ર થઈને પછી કેટલાક ભવ કરીને શ્રીપાર્શ્વનાથ ભગવાનના આર્યઘોષ નામના ગણધર થઈને મુક્તિમાં ગયા જણાય છે.

સ્તો૦ ૭૧માં ગઈ ચોવીશીમાં થયેલા શ્રીદામોદર જિનના સમયમાં તેલસી જીવ ગણધરે આ મૂર્ત્તિ ભરાવ્યાનું અને સ્તો૦ ૯૮માં પેઢાલ શ્રાવકે ભરાવ્યાનું લખ્યું છે, પરંતુ તે બરાબર-ઠીક જણાતું નથી.

## પ્રકરણ પાંચમું

# મૂર્તિની ઉત્પત્તિ અને તેનો પ્રાચીન ઇતિહાસ

### આ મૂર્તિની ઉત્પત્તિ

ગુજરાતમાં આવેલા વઢીઆર દેશમાં શ્રીશંખેશ્વરતીર્થની ઉત્પત્તિ ક્યારે અને શા કારણથી થઈ તે આપણે ગયા પ્રકરણમાં જોયું. હવે મૂળનાયક શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિની ઉત્પત્તિ ક્યારે થઈ? તે કેટલી પ્રાચીન છે? તે ક્યાં ક્યાં પૂજાણી? અને તે સંબંધમાં ગ્રંથકારો શું કહે છે?– તે આપણે આ પ્રકરણમાં જોઈએ.

આ પુસ્તકના બીજા ભાગમાંના સ્તોત્રાંક ૪૬, ૫૦, ૫૫, ૬૬, ૭૧, ૮૬, ૯૩, ૯૪, ૯૮, ૧૦૨માં લખ્યું છે કે–ગઈ ચોવીશીમાં થયેલા નવમા[૨૯] તીર્થંકર શ્રીદામોદર જિનેશ્વર પ્રભુને તેમના ભક્ત સમકિતી અને વ્રતધારી આષાઢી નામના શ્રાવકે પોતાને

---

૨૯ સ્તો૦ ૪૬માં ગઈ ચોવીશીના શ્રીદામોદર જિનને આઠમા લખ્યા છે, તે ઠીક નથી. સ્તો૦ ૫૦, ૯૮, ૧૦૨માં તથા 'અભિધાનચિન્તામણિકોષ,' દેવાધિદેવકાંડ, શ્લો. ૫૧; 'પ્રવચનસારોદ્ધાર,' દ્વાર ૭, ગાથા ૨૯૦; શ્રીપ્રદ્યુમ્નસૂરિકૃત 'વિચારસારપ્રકરણ' ગાથા ૫૬ વગેરે ગ્રંથોમાં પણ નવમા જણાવેલ છે.

સંસારમાં કેટલા કાળ સુધી ભ્રમણ કરવાનું બાકી છે, તે જાણવાની ઇચ્છાથી પૂછ્યું: "હે ભગવન્! મારી મુક્તિ ક્યારે અને કોના સમયમાં થશે?" ત્યારે તે દયાળુ પ્રભુએ ઉત્તર આપ્યો: "આવતી ચોવીશીમાં ચોથા આરામાં ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ પ્રભુ થશે તેમના તમે આર્યઘોષ[૩૦] નામના ગણધર થઈને એ જ ભવમાં મોક્ષે જશો." આ વાત સાંભળીને અત્યંત ખુશી થયેલા આષાઢી શ્રાવકે ભાવી ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ પ્રભુ પોતાના ખાસ ઉપકારી થશે એમ સમજીને તેમની સુંદર મનોહર પ્રતિમા નવી કરાવી અને પોતે બંધાવેલા જિનાલયમાં શુભ મુહૂર્તે પ્રતિષ્ઠિત કરાવીને

---

૩૦ 'ત્રિ૦ શ૦ પુ૦ ચરિત્ર', પર્વ ૯, સર્ગ ૩જામાં શ્રીપાર્શ્વનાથ પ્રભુના ગણધરોનાં નામો આપ્યાં છે તેમાં, પ્રથમ ગણધરનું નામ આર્યદત્ત જણાવ્યું છે, પણ આર્યઘોષ નામ આપેલ નથી. 'શ્રીકલ્પસૂત્ર', સપ્તમ ક્ષણ, 'શ્રીપાર્શ્વનાથચરિત્ર' મૂળ સૂત્રમાં શ્રીપાર્શ્વનાથ પ્રભુના આઠે ગણધરોનાં નામો આપેલાં છે, તેમાં આર્યઘોષ નામ બીજું આપેલું છે. અર્થાત્ તેમને બીજા ગણધર કહ્યા છે. જ્યારે આ પુસ્તકના શ્લો૦ ૫૪માં "તમો આઠમા ગણધર થઈને મુક્તિમાં જશો," અને શ્લો૦ ૪૬માં "તમે આર્યઘોષ નામના ગણધર થઈને મુક્તિમાં જશો," એમ કહેલું છે. આ ઉપરથી આષાઢી શ્રાવક સુધર્મ દેવલોકમાં વૈમાનિકદેવ અને ત્યારપછી કાળાંતરે સૌધર્મેન્દ્ર થઈને પછી કેટલાક ભવ કરીને શ્રીપાર્શ્વનાથ ભગવાનના આર્યઘોષ નામના ગણધર થઈને મુક્તિમાં ગયા જણાય છે.

શ્લો૦ ૭૧માં ગઈ ચોવીશીમાં થયેલા શ્રીદામોદર જિનના સમયમાં તેલસી જીવ ગણધરે આ મૂર્ત્તિ ભરાવ્યાનું અને શ્લો૦ ૯૮માં પેઢાલ શ્રાવકે ભરાવ્યાનું લખ્યું છે, પરંતુ તે બરાબર–ઠીક જણાતું નથી.

## પ્રકરણ પાંચમું

# મૂર્તિની ઉત્પત્તિ અને તેનો પ્રાચીન ઇતિહાસ

### આ મૂર્તિની ઉત્પત્તિ

ગુજરાતમાં આવેલા વઢીઆર દેશમાં શ્રીશંખેશ્વરતીર્થની ઉત્પત્તિ ક્યારે અને શા કારણથી થઈ તે આપણે ગયા પ્રકરણમાં જોયું. હવે મૂળનાયક શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિની ઉત્પત્તિ ક્યારે થઈ? તે કેટલી પ્રાચીન છે? તે ક્યાં ક્યાં પૂજાણી? અને તે સંબંધમાં ગ્રંથકારો શું કહે છે?– તે આપણે આ પ્રકરણમાં જોઈએ.

આ પુસ્તકના બીજા ભાગમાંના સ્તોત્રાંક ૪૬, ૫૦, ૫૫, ૬૬, ૭૧, ૮૬, ૯૩, ૯૪, ૯૮, ૧૦૨માં લખ્યું છે કે–ગઈ ચોવીશીમાં થયેલા નવમા[૨૯] તીર્થંકર શ્રીદામોદર જિનેશ્વર પ્રભુને તેમના ભક્ત સમકિતી અને વ્રતધારી આષાઢી નામના શ્રાવકે પોતાને

---

૨૯ સ્તો૦ ૪૬માં ગઈ ચોવીશીના શ્રીદામોદર જિનને આઠમા લખ્યા છે, તે ઠીક નથી. સ્તો૦ ૫૦, ૯૮, ૧૦૨માં તથા 'અભિધાનચિન્તામણિકોષ,' દેવાધિદેવકાંડ, શ્લો. ૫૧; 'પ્રવચનસારોદ્ધાર,' દ્વાર ૭, ગાથા ૨૯૦; શ્રીપ્રદ્યુમ્નસૂરિકૃત 'વિચારસારપ્રકરણ' ગાથા ૫૬ વગેરે ગ્રંથોમાં પણ નવમા જણાવેલ છે.

સંસારમાં કેટલા કાળ સુધી ભ્રમણ કરવાનું બાકી છે, તે જાણવાની ઇચ્છાથી પૂછ્યું: "હે ભગવન્! મારી મુક્તિ ક્યારે અને કોના સમયમાં થશે?" ત્યારે તે દયાળુ પ્રભુએ ઉત્તર આપ્યો: "આવતી ચોવીશીમાં ચોથા આરામાં ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ પ્રભુ થશે તેમના તમે આર્યઘોષ[30] નામના ગણધર થઈને એ જ ભવમાં મોક્ષે જશો." આ વાત સાંભળીને અત્યંત ખુશી થયેલા આષાઢી શ્રાવકે ભાવી ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ પ્રભુ પોતાના ખાસ ઉપકારી થશે એમ સમજીને તેમની સુંદર મનોહર પ્રતિમા નવી કરાવી અને પોતે બંધાવેલા જિનાલયમાં શુભ મુહૂર્તે પ્રતિષ્ઠિત કરાવીને

---

૩૦ 'ત્રિ૦ શ૦ પુ૦ ચરિત્ર', પર્વ ૯, સર્ગ ૩જામાં શ્રીપાર્શ્વનાથ પ્રભુના ગણધરોનાં નામો આપ્યાં છે તેમાં, પ્રથમ ગણધરનું નામ આર્યદત્ત જણાવ્યું છે, પણ આર્યઘોષ નામ આપેલ નથી. 'શ્રીકલ્પસૂત્ર', સપ્તમ ક્ષણ, 'શ્રીપાર્શ્વનાથચરિત્ર' મૂળ સૂત્રમાં શ્રીપાર્શ્વનાથ પ્રભુના આઠે ગણધરોનાં નામો આપેલાં છે, તેમાં આર્યઘોષ નામ બીજું આપેલું છે. અર્થાત્ તેમને બીજા ગણધર કહ્યા છે. જ્યારે આ પુસ્તકના સ્તો૦ ૫૪માં "તમો આઠમા ગણધર થઈને મુક્તિમાં જશો," અને સ્તો૦ ૪૬માં "તમે આર્યઘોષ નામના ગણધર થઈને મુક્તિમાં જશો," એમ કહેલું છે. આ ઉપરથી આષાઢી શ્રાવક સુધર્મ દેવલોકમાં વૈમાનિકદેવ અને ત્યારપછી કાળાંતરે સૌધર્મેન્દ્ર થઈને પછી કેટલાક ભવ કરીને શ્રીપાર્શ્વનાથ ભગવાનના આર્યઘોષ નામના ગણધર થઈને મુક્તિમાં ગયા જણાય છે.

સ્તો૦ ૭૧માં ગઈ ચોવીશીમાં થયેલા શ્રીદામોદર જિનના સમયમાં તેલસી જીવ ગણધરે આ મૂર્તિ ભરાવ્યાનું અને સ્તો૦ ૯૮માં પેઢાલ શ્રાવકે ભરાવ્યાનું લખ્યું છે, પરંતુ તે બરાબર–ઠીક જણાતું નથી.

પોતે હમેશાં તેમની ભક્તિપૂર્વક ત્રિકાળ પૂજા કરવા માંડી. કાળાન્તરે તેમણે, વૈરાગ્ય ઉત્પન્ન થવાથી, ગૃહસ્થાશ્રમ છોડી ચારિત્ર લીધું. અને નિરતિચાર (શુદ્ધ) ચારિત્ર પાળી અનશન (આહાર-પાણીના ત્યાગ) પૂર્વક મૃત્યુ પામીને પહેલા દેવલોકમાં તે વૈમાનિકદેવપણે ઉત્પન્ન થયા. ત્યાં તેમણે અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જોઈ આષાઢી શ્રાવકના ભવમાં પોતે કરાવેલી શ્રીપાર્શ્વનાથ ભગવાનની તે પ્રતિમાને ત્યાંથી દેવલોકમાં લાવીને, પોતાના વિમાનમાં રાખીને, હમેશાં ઘણું કાળ સુધી ભક્તિ પૂર્વક ત્યાં પૂજી.

જ્યારે સ્તોત્રાંક ૪૧, ૪૨, ૫૪, ૫૬, ૮૦, ૧૪૧માં લખ્યું છે કે—વર્તમાન ચોવીશીમાં થયેલા આઠમા તીર્થંકર શ્રીચંદ્રપ્રભ ભગવાનને પહેલા દેવલોકના તેમના સમયના સૌધર્મેન્દ્રે પૂછ્યું: "હે ભગવન્! મારો મોક્ષ ક્યારે થશે?" તેના જવાબમાં ભગવાને કહ્યું: "ચાલુ ચોવીશીમાં ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ જિનેશ્વર થશે, તેમના તમે આઠમા ગણધર થઈને એ જ ભવમાં મોક્ષે જશો." આ વાત સાંભળીને અત્યંત ખુશી થયેલા સૌધર્મેન્દ્રે દેવલોકમાં જઈને શ્રીપાર્શ્વનાથ પ્રભુની અતિ મનોહર મૂર્તિ નવી કરાવી અને પોતાના વિમાનમાં સ્થાપન કરીને હમેશાં ભક્તિપૂર્વક તેમની પૂજા કરવા માંડી. એમ ઇંદ્ર-ઇંદ્રાણી વગેરેએ ઘણા કાળ સુધી એ મૂર્ત્તિને ત્યાં પૂજી.

ઉપર જણાવ્યા પ્રમાણે ગઈ ચોવીશીના નવમા શ્રી દામોદર જિનેશ્વર ભગવાનના સમયમાં આ મૂર્ત્તિની ઉત્પત્તિ થયાનું જે જે સ્તોત્રોમાં લખ્યું છે, તેમાં સૌથી પ્રાચીન

'શ્રી શં. પા. છંદ' (સ્તો૦ ૪૬) વિ. સં. ૧૭૪૫માં બને
છે; જ્યારે વર્તમાન ચોવીશીના આઠમા શ્રીચંદ્રપ્રભ પ્રભુજી
સમયમાં આ મૂર્ત્તિની ઉત્પત્તિ થઈ, એમ જે જે સ્તોત્રો
લખ્યું છે, તેમાં સૌથી પ્રાચીન 'શ્રી. શં. પા. ઉત્પત્તિ
સ્તવન' (સ્તો૦ ૫૬) વિ. સં. ૧૬૧૦માં બનેલ છે. એટલે
સ્તોત્રાંક ૪૬વાળા છંદ કરતાં સ્તો૦ ૫૬વાળું સ્તવન ૧૩
વર્ષ પહેલાં બનેલું છે, તેથી તેને વધારે મહત્ત્વ આપ
શકાય. છતાં, જો કે ઇંદ્રમહારાજ ઔદારિક પુદ્ગલો લઈને
નવી મૂર્ત્તિ બનાવી શકે ખરા, પરંતુ ઇંદ્રમહારાજ નવી
મૂર્ત્તિ કરાવે, આ વાત બરાબર બંધબેસતી નહીં લાગતી
હોવાથી તેમ જ અત્યારે જૈન સમાજમાં શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ
પ્રભુની મૂર્ત્તિ શ્રીદામોદર જિનેશ્વરના સમયમાં આષાઢી
શ્રાવકે ભરાવ્યાની વાત વધારે પ્રસિદ્ધ હોવાથી તેને પ્રથમ
સ્થાન આપ્યું છે, અને તે વધારે ઠીક જણાય છે.

વળી આ બન્ને વાતોનો સમન્વય પણ થઈ શકે એમ
લાગે છે. પહેલા પેરેગ્રાફમાં આષાઢી શ્રાવકે અને બીજા
પેરેગ્રાફમાં સૌધર્મેન્દ્રે મૂર્ત્તિ ભરાવ્યાનું લખ્યું છે. એ આષાઢી
શ્રાવક અનશન પૂર્વક મૃત્યુ પામીને વૈમાનિક દેવ થયેલ છે.[૩૧]
ત્યારપછી કેટલાક ભવો કરીને શ્રીચંદ્રપ્રભ ભગવાનના
સમયમાં આષાઢી શ્રાવકનો જીવ સૌધર્મેન્દ્ર થયેલ હોય અને
તેણે જ શ્રીચંદ્રપ્રભ ભગવાનને પોતાની મુક્તિસંબંધી પૂછ્યું

૩૧ આષાઢી શ્રાવક અનશનપૂર્વક મૃત્યુ પામીને સ્તો૦ ૫૦માં
પહેલા–સૌધર્મ દેવલોકમાં દેવ થયાનું અને સ્તો૦ ૯૪માં તે વૈમાનિક-
દેવ થયાનું લખ્યું છે.

હોય તો તે સંભવિત છે. અને તેથી સૌધર્મેન્દ્રના પૂર્વ ભવના (કેટલાક ભવ પહેલાંના) જીવ આષાઢી શ્રાવકે શ્રીદામોદર જિનને પ્રશ્ન કરીને મૂર્તિ ભરાવેલી હોવાથી એ મૂર્તિ સૌધર્મેન્દ્રે ભરાવેલી પણ કહી શકાય.

જેમને પ્રશ્ન કર્યો છે તે તીર્થંકર પ્રભુની સંખ્યાનો નંબર એકમાં નવમો અને બીજામાં આઠમો છે, એટલે તેમાં વધારે ફરક નથી. ત્યારે ખાસ કરીને ફરક માત્ર "ગઈ ચોવીશીના કે વર્તમાન ચોવીશીના" એટલો જ રહ્યો છે. પરંપરા અને દંતકથાઓની સાંભળેલી વાતોના આધારથી લખવામાં એવો ફરક રહી જાય એ અસંભવિત નથી.[32]

શ્રીમાન્ જિનપ્રભસૂરિજીએ વિ. સં. ૧૩૬૦ની આસ-

૩૨. શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિની ઉત્પત્તિ સંબંધી બન્ને પ્રકારની માન્યતાઓ જે જે છંદ, રાસ, શલોકા અને સ્તવનોને આધારે ઉપર લખી છે, તે બધાં છંદાદિ સ્તોત્રો, ગુજરાતી ભાષામાં વિ. સં. ૧૬૧૦માં અને ત્યારપછી બનેલાં છે. ઘણી તપાસ કરવા છતાં તેનાથી પ્રાચીન પ્રાકૃત, સંસ્કૃત કે અપભ્રંશ ભાષાના મૂળ ગ્રંથોમાં આ મૂર્તિની આષાઢી શ્રાવકથી થયેલી ઉત્પત્તિ સંબંધી કશો ઉલ્લેખ મારા જોવામાં આવ્યો નથી. ગ્રંથો અપાર છે અને તે બધાય મારા જોવામાં ન આવે તે સ્વાભાવિક છે. માટે ઉપર આપેલી ઉત્પત્તિની હકીકત કયા પ્રાચીન મૌલિક ગ્રંથોમાંથી આવી તે માટે વિદ્વાનોએ વિશેષ શોધખોળ કરવાની ખાસ જરૂર છે. અને જેમના જાણવામાં એ આવે તેમણે આ પુસ્તકના લેખક કે પ્રકાશકને એ જણાવવા માટે અવશ્ય કૃપા કરવી.

અલબત્ત, આ મૂર્તિ ઘણે ઘણે ઠેકાણે ઘણા કાળ સુધી પૂજાણી છે, એવા ઉલ્લેખો તો પ્રાચીન ગ્રંથોમાંથી પણ મળી આવ્યા છે જ.

પાસમાં રચેલ "શ્રીપાર્શ્વનાથસ્ય કલ્પસંક્ષેપઃ" (સ્તો૦ ૧)માં આ મૂર્ત્તિની ઉત્પત્તિ વગેરે વિષયમાં ઉપર જણાવેલ બન્ને માન્યતાઓ કરતાં જુદી જ રીતે વર્ણન આપેલું છે. તેમાં લખ્યું છે કે– "શ્રીમુનિસુવ્રતસ્વામીના વખતમાં, શ્રીપાર્શ્વનાથ પ્રભુની સુંદર મનોહર કાંતિવાળી આ મૂર્ત્તિ ચંપાનગરી પાસેના સમુદ્રના કિનારે જિનાલયમાં પૂજાતી હતી. શક્રેન્દ્રના કાર્તિક શેઠના ભવના એકસો અભિગ્રહો (સો વખત પડિમાવહન) આ મૂર્ત્તિના ધ્યાનથી પૂર્ણ થયા હતા. કાર્તિક શેઠે દીક્ષા લીધા પછી શક્રેન્દ્ર, આ મૂર્ત્તિને પ્રાભાવિક જાણીને, પોતાના વિમાનમાં લઈ જઈને ભક્તિથી પૂજવા લાગ્યા. દરમ્યાન રામ–લક્ષ્મણ વનવાસમાં હતા તે વખતે તેઓને દર્શન–પૂજન કરવા માટે આ મૂર્ત્તિ શક્રેન્દ્રે દંડકારણ્યમાં શ્રીરામચંદ્રજીને મોકલી આપી. ત્યાં સીતાજી વગેરેએ પૂજી. તેમનો વનવાસ પૂરો થતાં આ મૂર્ત્તિ શક્રેન્દ્ર સૌધર્મ દેવલોકમાં પાછી લઈ ગયા. એ રીતે શ્રીમુનિસુવ્રત સ્વામીના નિર્વાણ (મોક્ષ) પછી લગભગ ૧૧ લાખ વર્ષ સુધી આ પ્રતિમાને શક્રેન્દ્રે સૌધર્મ દેવલોકમાં પૂજી. ત્યારપછી શક્રેન્દ્રે આ મૂર્ત્તિ શ્રીકૃષ્ણ–જરાસંધના યુદ્ધ પ્રસંગે શ્રીકૃષ્ણને મોકલી આપી. આ મૂર્ત્તિના સ્નાનજળનો છંટકાવ કરવાથી શ્રીકૃષ્ણના સૈન્ય ઉપર મુકાયેલી જરા વિદ્યા નાસી ગઈ. યુદ્ધમાં જરાસંધ મરાયો, અને શ્રીકૃષ્ણનો જય થયો. તેથી ત્યાં શંખપુર નામનું નગર વસાવીને તેમાં પોતે કરાવેલા નવીન જિનાલયમાં શ્રીપાર્શ્વ પ્રભુની મનોહર નવી મૂર્ત્તિ કરાવીને પોતે ભક્તિપૂર્વક પધરાવી. અને સૌધર્મેન્દ્રે આપેલી અસલ મૂર્ત્તિ પોતાની સાથે લઈ ગયા. ત્યાં સુંદર નવીન

મંદિર બંધાવીને તેમાં ઉક્ત મૂર્ત્તિને સ્થાપન કરીને શ્રીકૃષ્ણે લગભગ સાત સો વર્ષ સુધી તેને ભક્તિથી પૂજી. પછી આખી દ્વારિકા નગરીનો દાહ થયો, ત્યારે આ મૂર્ત્તિના પ્રભાવથી આ મંદિરનો નાશ ન થયો. પછી સમુદ્રના અધિષ્ઠાયક દેવે આ મંદિર, મૂર્ત્તિ અને દ્વારિકાના સ્થાનને સમુદ્રના પાણીમાં ડૂબાડી દીધાં. ત્યાં સમુદ્રમાં આ મૂર્ત્તિને નાગેન્દ્રે હજારો વર્ષ સુધી પૂજી અને ત્યારપછી વરુણ દેવે ચાર હજાર વર્ષ સુધી પૂજી. કાળક્રમે એ મૂર્ત્તિ પદ્માવતી દેવીએ ધનેશ્વર સાર્થવાહને આપી. તેણે કાંતિનગરીમાં જિનાલય કરાવી સ્થાપન કરીને બે હજાર વર્ષ સુધી પૂજી. એ જ મૂર્ત્તિના પ્રભાવથી સ્તંભનતીર્થ થયું. સ્તંભનતીર્થ (ખંભાત) માં હાલ (વિ. સં. ૧૩૬૦ની આસપાસમાં) તે પૂજાય છે, અને હવે પછી પણ આ મૂર્ત્તિ ઘણા કાળ સુધી ઘણે ઠેકાણે પૂજાશે વગેરે વગેરે."

પરંતુ એ જ શ્રીમાન્ જિનપ્રભસૂરિજીએ લગભગ એ જ અરસામાં રચેલ શ્રીશંખપુરકલ્પ: (સ્તો૦ ૨)માં લખ્યું છે કે—"નાગરાજ ધરણેન્દ્રના આવાસમાં ઘણા કાળથી પૂજાતી મહાપ્રાભાવિક શ્રીપાર્શ્વનાથ પ્રભુની આ પ્રતિમા શ્રીકૃષ્ણ-જરાસંધના યુદ્ધ સમયે શ્રીકૃષ્ણે કરેલી આરાધનાથી સંતુષ્ટ થઈને ધરણેન્દ્રે શ્રીકૃષ્ણને આપી. આ મૂર્ત્તિના સ્નાન જળનો છંટકાવ કરવાથી શ્રીકૃષ્ણના સૈન્ય ઉપર જરાસંધે મૂકેલી જરા કુળદેવી નાસી ગઈ. શ્રીકૃષ્ણનો જય થયો, તેથી શ્રીકૃષ્ણે ત્યાં શંખપુર નગર નવું વસાવ્યું, અને તેમાં મનોહર નવીન મંદિર બંધાવીને ધરણેન્દ્રે આપેલી શ્રીપાર્શ્વપ્રભુની અસલ મૂર્ત્તિને તેમાં ભક્તિપૂર્વક પધરાવી.

આમ એક જ આચાર્યે બનાવેલા બે કલ્પોમાંથી પહેલામાં 'શ્રીશંખપુરમાં નવી મૂર્ત્તિ કરાવીને પધરાવી અને અસલ મૂર્ત્તિ સાથે લઈ જઈ દ્વારિકામાં પધરાવ્યાનું' અને બીજા 'શ્રીશંખપુરકલ્પ'માં 'અસલ મૂર્ત્તિ જ શંખપુરમાં પધરાવ્યાનું' લખેલું હોવાથી વાચકોને સંશય ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. પણ વાચકોએ ધ્યાનમાં રાખવું જોઈએ કે બીજા કોઈ પણ પૂર્વાચાર્ય મહારાજે બનાવેલ 'શ્રીપાર્શ્વનાથ પ્રભુના બૃહત્ કલ્પ' માંથી સારાંશ ગ્રહણ કરી શ્રીમાન્ જિનપ્રભસૂરિજીએ પહેલો સંક્ષિપ્ત કલ્પ બનાવેલો છે. એટલે મોટા કલ્પમાં જે વાત લખી હોય, તેને અનુસારે આ સંક્ષિપ્ત કલ્પમાં પણ તે વાત લખવામાં આવી હોય, તે બનવા યોગ્ય છે. જ્યારે બીજો 'શ્રીશંખપુરકલ્પ' તો શ્રીમાન્ જિનપ્રભસૂરિજીએ, ગુરુપરંપરાથી હકીકત જાણીને, પોતે સ્વતંત્ર રીતે રચ્યો છે. એટલે 'આ બીજા કલ્પમાં જે વાત લખી છે, તે શ્રીજિનપ્રભસૂરિજી મહારાજને વધારે માનનીય હોય એ વાત સમજી શકાય તેવી છે. તેમ જ પહેલો કલ્પ 'શ્રીપાર્શ્વનાથનો કલ્પ છે.' એટલે પાર્શ્વનાથજીનાં લગભગ તમામ તીર્થોનું વર્ણન એક જ કલ્પમાં લાવવા માટે, તેના લેખક કોઈ સૂરિવર્યે, શ્રીપાર્શ્વનાથની એક જ મૂર્તિને ઘણે ઘણે ઠેકાણે ફેરવીને તેનાથી જ ઘણાં તીર્થોની ઉત્પત્તિ થયાનું તથા તેનાથી જ ઘણા મનુષ્યોનાં કષ્ટો દૂર થયાનું લખ્યું છે. પણ તે વાત બરાબર યુક્તિયુક્ત લાગતી નથી. જ્યારે બીજો શ્રીજિનપ્રભસૂરિજીએ સ્વતંત્ર રીતે રચેલો કલ્પ શ્રીશંખેશ્વર તીર્થનો જ હોવાથી તેમાં લખેલી વાત બરાબર યુક્તિયુક્ત અને સંગત હોય તેમ લાગે છે. કેમ કે 'શ્રીશત્રુંજય માહાત્મ્ય'

વગેરે ઘણા પ્રાચીન ગ્રંથોમાંના ઉલ્લેખો પણ 'શ્રીશંખેશ્વર કલ્પ' માં લખેલી વાતનેજ પુષ્ટિ આપે છે. માટે એજ બરાબર ઠીક છે.

'શ્રી જૈન સત્ય પ્રકાશ' (અમદાવાદ) ના વર્ષ ૧, અંક ૫માં "શ્રીસ્તંભન પાર્શ્વનાથ" નામના લેખમાં તેના લેખક શ્રીમાન્ ઉ પદ્મવિજયજી ગણી (હાલ આ. શ્રીવિજયપદ્મસૂરિજી) મહારાજે લખ્યું છે કે—"ખંભાતમાં આવેલા શ્રીસ્તંભન પાર્શ્વનાથ પ્રભુના જિનાલયમાં બિરાજમાન મૂળનાયક શ્રીસ્તંભન પાર્શ્વનાથના નીલમ મણિમય બિંબની બાજુના શ્રીપાર્શ્વનાથના વિશાળ બિંબ પરના લેખથી જાણી શકાય છે કે–ગઈ ચોવીશીના સોળમા તીર્થંકર શ્રીનમિનાથ (નિમીશ્વર)[૩૩] ભગવાનના નિર્વાણ પછી, ૨૨૨૨ વર્ષ વીત્યા બાદ, શ્રીઆષાઢી નામના શ્રાવક થયા. તેમણે શ્રીપાર્શ્વનાથ પ્રભુનાં ત્રણ બિંબો ભરાવ્યાં, જેમાંથી એક ચારૂપતીર્થમાં, બીજું શંખેશ્વર તીર્થમાં, અને ત્રીજું સ્તંભન તીર્થમાં હાલ મોજૂદ[૩૪] છે.

આમ આ મૂર્તિની ઉત્પત્તિના વિષયમાં ભિન્ન ભિન્ન

---

૩૩ 'અભિધાનચિંતામણિકોષ' દેવાધિદેવકાંડ, શ્લોક ૫૨માં તથા શ્રીપ્રદ્યુમ્નસૂરિકૃત 'વિચારસારપ્રકરણ' ગાથા ૫૦૭માં સોળમા નમિનાથ નહીં પણ નિમીશ્વર કહેલ છે, અને પ્રવચન સારોદ્ધાર, દ્વાર ૭, ગાથા ૨૯૧ માં નેમીશ્વર લખેલ છે.

૩૪ ખંભાતનો આ શિલાલેખ મારા વાંચવામાં આવ્યો નથી. જો ઉક્ત લેખ પૂરો વાંચવામાં આવે તો તેમાં આપેલી બીના માટે પાકી ખાતરી થાય, અને તેમાંથી કાંઈક વિશેષ જાણવાનું પણ મળી શકે.

મતો જોવાય છે. પરંતુ તેને ભરાવનાર તરીકેનો યશ, મારા સમજવા પ્રમાણે, વિશેષ રૂપમાં આષાઢી શ્રાવકને ફાળે જાય છે. છતાં આ મૂર્ત્તિ ગમે તેણે અને ગમે ત્યારે ભરાવી હોય તોપણ ચૌદમી શતાબ્દિમાં થયેલા શ્રીમુનિચંદ્રસૂરિજીએ રચેલ 'શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ સ્તવનમ્' (સ્તો૦ ૩); ચૌદમી શતાબ્દિમાં થયેલ શ્રીજિનપ્રભસૂરિજીએ રચેલ 'શ્રીશંખપુરકલ્પ' (સ્તો૦ ૨) અને 'શ્રીશત્રુંજયમાહાત્મ્ય' (સ્તો૦ ૧૭) વગેરે અનેક ગ્રંથો, કલ્પો, શલોકા, છંદો, સ્તોત્રો, સ્તવનાદિ ઉપરથી એ તો સ્પષ્ટ જાણી શકાય છે કે—આ મૂર્ત્તિ ઘણી પ્રાચીન અને પ્રભાવશાળી હોવા સાથે ઘણે ઘણે ઠેકાણે પૂજાણી છે, તેના પ્રભાવથી ઘણા ઘણાનાં કષ્ટો દૂર થયાં છે અને ઘણા ઘણાના મનોરથો પૂર્ણ થયા છે.

ગઈ ચોવીશીમાં થયેલા નવમા શ્રીદામોદર જિનેશ્વર ભગવાનના સમયમાં આષાઢી શ્રાવકે શ્રીપાર્શ્વનાથ પ્રભુનું આ બિંબ ભરાવ્યા પછી પોતે ગૃહસ્થાશ્રમમાં રહ્યા ત્યાં સુધી તેણે બંબની ભક્તિપૂર્વક ત્રિકાલ પૂજા કરી. ત્યારપછી આષાઢી શ્રાવક દીક્ષા લઈ, શુદ્ધ ચારિત્ર પાળી અનશનપૂર્વક કાળધર્મ (મૃત્યુ) પામીને પહેલા (સુધર્મ) દેવલોકમાં વમાનિક દેવપણે ઉત્પન્ન થયા. ત્યાં તેમણે અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જોઈ, પોતાના પરમ ઉપકારી શ્રીપાર્શ્વનાથ પ્રભુના પોતે ભરાવેલ બિંબને દેવલોકમાં લાવીને, પોતાના વિમાનમાં રાખીને, યાવજ્જીવ સુધી તેણે તે બિંબની પૂજા કરી. ત્યારપછી સૌધર્મેન્દ્રે તે બિંબની ઘણા કાળ સુધી પૂજા કરી. ત્યારબાદ તેમણે તે બિંબ સૂર્યને

વગેરે ઘણા પ્રાચીન ગ્રંથોમાંના ઉલ્લેખો પણ 'શ્રીશંખેશ્વર કલ્પ' માં લખેલી વાતનેજ પુષ્ટિ આપે છે. માટે એજ બરાબર ઠીક છે.

'શ્રી જૈન સત્ય પ્રકાશ' (અમદાવાદ) ના વર્ષ ૧, અંક ૫માં "શ્રીસ્તંભન પાર્શ્વનાથ" નામના લેખમાં તેના લેખક શ્રીમાન્ ઉ. પદ્મવિજયજી ગણી (હાલ આ. શ્રીવિજયપદ્મસૂરિજી) મહારાજે લખ્યું છે કે—"ખંભાતમાં આવેલા શ્રીસ્તંભન પાર્શ્વનાથ પ્રભુના જિનાલયમાં બિરાજમાન મૂળનાયક શ્રીસ્તંભન પાર્શ્વનાથના નીલમ મણિમય બિંબની બાજુના શ્રીપાર્શ્વનાથના વિશાળ બિંબ પરના લેખથી જાણી શકાય છે કે–ગઈ ચોવીશીના સોળમા તીર્થંકર શ્રીનમિનાથ (નિમીશ્વર)[33] ભગવાનના નિર્વાણ પછી, ૨૨૨૨ વર્ષ વીત્યા બાદ, શ્રીઆષાઢી નામના શ્રાવક થયા. તેમણે શ્રીપાર્શ્વનાથ પ્રભુનાં ત્રણ બિંબો ભરાવ્યાં, જેમાંથી એક ચારૂપતીર્થમાં, બીજું શંખેશ્વર તીર્થમાં, અને ત્રીજું સ્તંભન તીર્થમાં હાલ મોજૂદ[34] છે.

આમ આ મૂર્ત્તિની ઉત્પત્તિના વિષયમાં ભિન્ન ભિન્ન

---

૩૩ 'અભિધાનચિંતામણિકોષ' દેવાધિદેવકાંડ, શ્લોક ૫૨માં તથા શ્રીપ્રદ્યુમ્નસૂરિકૃત 'વિચારસારપ્રકરણ' ગાથા ૫૦માં સોળમા નમિનાથ નહીં પણ નિમીશ્વર કહેલ છે, અને પ્રવચન સારોદ્ધાર, દ્વાર ૭, ગાથા ૨૯૧ માં નેમીશ્વર લખેલ છે.

૩૪ ખંભાતનો આ શિલાલેખ મારા વાંચવામાં આવ્યો નથી. જો ઉક્ત લેખ પૂરો વાંચવામાં આવે તો તેમાં આપેલી બીના માટે પાકી ખાતરી થાય, અને તેમાંથી કાંઈક વિશેષ જાણવાનું પણ મળી શકે.

મતો જોવાય છે. પરંતુ તેને ભરાવનાર તરીકેનો યશ, મારા સમજવા પ્રમાણે, વિશેષ રૂપમાં આષાઢી શ્રાવકને ફાળે જાય છે. છતાં આ મૂર્ત્તિ ગમે તેણે અને ગમે ત્યારે ભરાવી હોય તોપણ ચૌદમી શતાબ્દિમાં થયેલા શ્રીમુનિચંદ્રસૂરિજીએ રચેલ 'શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ સ્તવનમ્' ( સ્તો૦ ૩ ); ચૌદમી શતાબ્દિમાં થયેલ શ્રીજિનપ્રભસૂરિજીએ રચેલ 'શ્રીશંખપુરકલ્પ' ( સ્તો૦ ૨ ) અને 'શ્રીશત્રુંજયમાહાત્મ્ય' ( સ્તો૦ ૧૭ ) વગેરે અનેક ગ્રંથો, કલ્પો, શલોકા, છંદો, સ્તોત્રો, સ્તવનાદિ ઉપરથી એ તો સ્પષ્ટ જાણી શકાય છે કે–આ મૂર્ત્તિ ઘણી પ્રાચીન અને પ્રભાવશાળી હોવા સાથે ઘણે ઘણે ઠેકાણે પૂજાણી છે, તેના પ્રભાવથી ઘણા ઘણાનાં કષ્ટો દૂર થયાં છે અને ઘણા ઘણાના મનોરથો પૂર્ણ થયા છે.

ગઈ ચોવીશીમાં થયેલા નવમા શ્રીદામોદર જિનેશ્વર ભગવાનના સમયમાં આષાઢી શ્રાવકે શ્રીપાર્શ્વનાથ પ્રભુનું આ બિંબ ભરાવ્યા પછી પોતે ગૃહસ્થાશ્રમમાં રહ્યા ત્યાં સુધી તેણે બિંબની ભક્તિપૂર્વક ત્રિકાલ પૂજા કરી. ત્યારપછી આષાઢી શ્રાવક દીક્ષા લઈ, શુદ્ધ ચારિત્ર પાળી અનશનપૂર્વક કાળધર્મ ( મૃત્યુ ) પામીને પહેલા ( સુધર્મ ) દેવલોકમાં વમાનિક દેવપણે ઉત્પન્ન થયા. ત્યાં તેમણે અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જોઈ, પોતાના પરમ ઉપકારી શ્રીપાર્શ્વનાથ પ્રભુના પોતે ભરાવેલ બિંબને દેવલોકમાં લાવીને, પોતાના વિમાનમાં રાખીને, યાવજ્જીવ સુધી તેણે તે બિંબની પૂજા કરી. ત્યારપછી સૌધર્મેન્દ્રે તે બિંબની ઘણા કાળ સુધી પૂજા કરી. ત્યારબાદ તેમણે તે બિંબ સૂર્યને

વગેરે ઘણા પ્રાચીન ગ્રંથોમાંના ઉલ્લેખો પણ 'શ્રીશંખેશ્વર કલ્પ' માં લખેલી વાતનેજ પુષ્ટિ આપે છે. માટે એજ બરાબર ઠીક છે.

'શ્રી જૈન સત્ય પ્રકાશ' (અમદાવાદ) ના વર્ષ ૧, અંક ૫માં "શ્રીસ્તંભન પાર્શ્વનાથ" નામના લેખમાં તેના લેખક શ્રીમાન્ ઉ. પદ્મવિજયજી ગણી (હાલ આ. શ્રીવિજયપદ્મસૂરિજી) મહારાજે લખ્યું છે કે—"ખંભાતમાં આવેલા શ્રીસ્તંભન પાર્શ્વનાથ પ્રભુના જિનાલયમાં બિરાજમાન મૂળનાયક શ્રીસ્તંભન પાર્શ્વનાથના નીલમ મણિમય બિંબની બાજુના શ્રીપાર્શ્વનાથના વિશાળ બિંબ પરના લેખથી જાણી શકાય છે કે–ગઈ ચોવીશીના સોળમા તીર્થંકર શ્રીનમિનાથ (નિમીશ્વર)[૩૩] ભગવાનના નિર્વાણ પછી, ૨૨૨૨ વર્ષ વીત્યા બાદ, શ્રીઆષાઢી નામના શ્રાવક થયા. તેમણે શ્રીપાર્શ્વનાથ પ્રભુનાં ત્રણ બિંબો ભરાવ્યાં, જેમાંથી એક ચારૂપતીર્થમાં, બીજું શંખેશ્વર તીર્થમાં, અને ત્રીજું સ્તંભન તીર્થમાં હાલ મોજૂદ[૩૪] છે.

આમ આ મૂર્ત્તિની ઉત્પત્તિના વિષયમાં ભિન્ન ભિન્ન

૩૩ 'અભિધાનચિંતામણિકોષ' દેવાધિદેવકાંડ, શ્લોક ૫૨માં તથા શ્રીપ્રદ્યુમ્નસૂરિકૃત 'વિચારસારપ્રકરણ' ગાથા ૫૭માં સોળમા નમિનાથ નહીં પણ નિમીશ્વર કહેલ છે, અને પ્રવચન સારોદ્ધાર, દ્વાર ૭, ગાથા ૨૯૧ માં નેમીશ્વર લખેલ છે.

૩૪ ખંભાતનો આ શિલાલેખ મારા વાંચવામાં આવ્યો નથી. જો ઉક્ત લેખ પૂરો વાંચવામાં આવે તો તેમાં આપેલી બીના માટે પાકી ખાતરી થાય, અને તેમાંથી કાંઈક વિશેષ જાણવાનું પણ મળી શકે.

મતો જોવાય છે. પરંતુ તેને ભરાવનાર તરીકેનો યશ, મારા સમજવા પ્રમાણે, વિશેષ રૂપમાં આષાઢી શ્રાવકને ફાળે જાય છે. છતાં આ મૂર્ત્તિ ગમે તેણે અને ગમે ત્યારે ભરાવી હોય તોપણ ચૌદમી શતાબ્દિમાં થયેલા શ્રીમુનિચંદ્રસૂરિજીએ રચેલ 'શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ સ્તવનમ્' (સ્તો૦ ૩); ચૌદમી શતાબ્દિમાં થયેલ શ્રીજિનપ્રભસૂરિજીએ રચેલ 'શ્રીશંખપુરકલ્પ' (સ્તો૦ ૨) અને 'શ્રીશત્રુંજયમાહાત્મ્ય' (સ્તો૦ ૧૭) વગેરે અનેક ગ્રંથો, કલ્પો, શ્લોકો, છંદો, સ્તોત્રો, સ્તવનાદિ ઉપરથી એ તો સ્પષ્ટ જાણી શકાય છે કે—આ મૂર્ત્તિ ઘણી પ્રાચીન અને પ્રભાવશાળી હોવા સાથે ઘણે ઘણે ઠેકાણે પૂજાણી છે, તેના પ્રભાવથી ઘણા ઘણાનાં કષ્ટો દૂર થયાં છે અને ઘણા ઘણાના મનોરથો પૂર્ણ થયા છે.

ગઈ ચોવીશીમાં થયેલા નવમા શ્રીદામોદર જિનેશ્વર ભગવાનના સમયમાં આષાઢી શ્રાવકે શ્રીપાર્શ્વનાથ પ્રભુનું આ બિંબ ભરાવ્યા પછી પોતે ગૃહસ્થાશ્રમમાં રહ્યા ત્યાં સુધી તેણે બંબની ભક્તિપૂર્વક ત્રિકાલ પૂજા કરી. ત્યારપછી આષાઢી શ્રાવક દીક્ષા લઈ, શુદ્ધ ચારિત્ર પાળી અનશન-પૂર્વક કાળધર્મ (મૃત્યુ) પામીને પહેલા (સુધર્મ) દેવ-લોકમાં વમાનિક દેવપણે ઉત્પન્ન થયા. ત્યાં તેમણે અવધિ-જ્ઞાનથી પોતાનો પૂર્વભવ જોઈ, પોતાના પરમ ઉપકારી શ્રીપાર્શ્વનાથ પ્રભુના પોતે ભરાવેલ બિંબને દેવલોકમાં લાવીને, પોતાના વિમાનમાં રાખીને, યાવજ્જીવ સુધી તેણે તે બિંબની પૂજા કરી. ત્યારપછી સૌધર્મેન્દ્રે તે બિંબની ઘણા કાળ સુધી પૂજા કરી. ત્યારબાદ તેમણે તે બિંબ સૂર્યને

આપ્યું. શ્રીસુરેન્દ્રજિનના વચનથી આ બિંબને પ્રાભાવિક જાણીને સૂર્યે પોતાના વિમાનમાં ૫૪ લાખ વર્ષ સુધી તેની પૂજા કરી. ત્યારપછી ચંદ્રે પોતાના વિમાનમાં ૫૪ લાખ વર્ષ સુધી તેની પૂજા કરી. પછી આ બિંબ પહેલા ( સુધર્મ ) દેવલોકમાં, બીજા ( ઈશાન ) દેવલોકમાં, દશમા ( પ્રાણત ) દેવલોકમાં, બારમા ( અચ્યુત ) દેવલોકમાં, લવણોદધિ સમુદ્રમાં, ભવનપતિઓના ભવનોમાં, વ્યંતરોનાં નગરોમાં, ગંગાનદીમાં, યમુના નદીમાં વગેરે અનેક ઠેકાણે પૂજાયું. લવણ સમુદ્રમાં, વરુણદેવ અને નાગકુમારો વગેરેએ પૂજ્યું. કાળક્રમે શ્રીઋષભદેવ ભગવાનના સમયમાં નાગરાજ ધરણેન્દ્રે આ મૂર્તિને ચમત્કારિક જાણીને નમિ-વિનમિ વિદ્યાધરોને આપી. તેમણે વૈતાઢ્ય પર્વત ઉપર આ મૂર્તિની યાવજ્જીવ સુધી પૂજા કરી. આ મૂર્તિ, વચ્ચે વચ્ચે ઘણા કાળ સુધી, દેવલોક અને જ્યોતિષ્કનાં વિમાનોમાં, ભવનપતિ અને વ્યંતરોનાં ભવનો કે આવાસોમાં વગેરે ઘણાં સ્થાનોમાં પૂજાણી છે. પરંતુ મનુષ્યલોકમાં સમુદ્ર, નદીઓ કે ભૂગર્ભ (જમીન)માં કવચિત્ પૂજનિકપણે અને કવચિત્ અપૂજનિકપણે પણ રહી હશે, એમ સંભવે છે.

શ્રીચંદ્રપ્રભ ભગવાનના સમયમાં, તે વખતના સૌધર્મેન્દ્રે શ્રીચંદ્રપ્રભસ્વામીના વચનથી શ્રીપાર્શ્વનાથ ભગવાનના સમયમાં પોતાની મુક્તિ સાંભળીને તથા શ્રીપાર્શ્વનાથ પ્રભુની ઉક્ત મૂર્તિને ઘણી પ્રાભાવિક જાણીને, તે મૂર્તિને પોતાના વિમાનમાં લાવીને તેમણે તથા ઇંદ્રાણીઓએ ૫૪ લાખ વર્ષ સુધી પૂજી. ત્યારપછી તે મૂર્તિને તેમણે રૈવંત ગિરિ ( ગિરિનાર પર્વત ) ની કંચનબલાનક નામની સાતમી

ટૂંક પર સ્થાપન કરી. ત્યાં નાગકુમાર વગેરે દેવોએ ઘણાં વર્ષો સુધી તેની પૂજા કરી. વર્તમાન સમયના સૌધર્મેન્દ્રના પૂર્વભવમાં–કાર્તિક શેઠના ભવમાં–કાર્તિક શ્રેષ્ઠીએ આ મૂર્તિના પ્રભાવ–માહાત્મ્યથી શ્રાવકોની ૧૧ પ્રતિમાનું એક સો વખત વહન–આરાધન નિર્વિઘ્નપણે કર્યું હતું.

શ્રીમુનિસુવ્રતસ્વામી તીર્થંકર ભગવાનના સમયના સૌધર્મેન્દ્રે ઉક્ત પ્રતિમાને લાવીને પોતાના વિમાનમાં પધરાવીને તેને ઘણા કાળ સુધી પૂજી. પછી શ્રીરામચંદ્રજીના વનવાસ વખતે તેમને દર્શન–પૂજાદિ કરવા માટે સૌધર્મેન્દ્રે આ મૂર્તિને રથમાં પધરાવીને બે દેવોની સાથે દંડકારણ્યમાં શ્રીરામચંદ્રજીને મોકલી આપી. ત્યાં રામચંદ્રજી અને સીતાજી-એ આ પ્રતિમાને ભાવપૂર્વક પૂજી. વનવાસ પૂરો થતાં આ પ્રતિમાને સૌધર્મેન્દ્રે પાછી મંગાવી લઈ પોતાના વિમાનમાં બિરાજમાન કરીને ઘણા કાળ સુધી ત્યાં પૂજી. ત્યાંથી તેમણે પાછી ગિરિનાર પર્વતની કંચનબલાનક નામની સાતમી ટૂંકે પધરાવી. ત્યાં નાગકુમાર વગેરે દેવો તેની પૂજા કરતા હતા. ત્યારપછી કોઈ જ્ઞાની પુરુષના વચનથી આ મૂર્તિને ઘણી જ ચમત્કારિક જાણીને તે સમયના નાગરાજ ધરણેન્દ્રે ઉક્ત પ્રતિમાને લાવીને પોતાના આવાસમાંના જિનભવનમાં પધરાવી. ત્યાં પોતે તથા પદ્માવતી દેવી વગેરે દેવ–દેવીઓ ભક્તિ સહિત તેની પૂજા કરતાં હતાં.[૩૫]

ત્યારપછી કાળક્રમે શ્રીકૃષ્ણ–જરાસંધના યુદ્ધ પ્રસંગે

૩૫ આ મૂર્ત્તિ કયે કયે ઠેકાણે અને કેટલા કેટલા કાળસુધી પૂજાણી છે ?— તે માટે આ પુસ્તકના સ્તોત્રાંક–૧, ૩, ૨૨, ૨૪, ૪૨, ૪૬, ૫૦, ૫૪, ૫૬, ૬૬, ૮૦, ૮૬, ૯૩, ૯૪, ૯૮, ૧૦૨, ૧૪૧,

શ્રીઅરિષ્ટનેમિ કુમારના વચનથી શ્રીકૃષ્ણે અઠ્ઠમ કરીને ધરણેન્દ્રની આરાધના કરીને તે પ્રતિમાની માગણી કરવાથી નાગરાજ ધરણેન્દ્રે પ્રસન્ન થઈ તે મૂર્તિ શ્રીકૃષ્ણને આપી. આ મૂર્તિનાં દર્શનથી શ્રીકૃષ્ણ આદિ તમામ યાદવો ખુશી થયા. શ્રીકૃષ્ણે ભક્તિપૂર્વક વિધિ પ્રમાણે પૂજા કરીને પારણું કર્યું. આ પ્રતિમાના સ્નાત્ર (સ્નાન) જળનો તેના આખા સૈન્યમાં છંટકાવ કરવાથી જરાસંધે મૂકેલી જરા વિદ્યા નાસી ગઈ. યુદ્ધમાં જરાસંધ મરાયો, શ્રીકૃષ્ણનો જય થયો. જયના હર્ષથી ત્યાં તેણે શંખ વગાડ્યો. શ્રીનેમિનાથ પ્રભુ (શ્રીઅરિષ્ટનેમિ કુમાર)ના કહેવાથી શ્રીકૃષ્ણે ત્યાં જ જયના સ્થાને શંખપુર નામનું નવીન નગર વસાવીને તેમાં મનોહર નવું જિનાલય બંધાવીને તેમાં તેમણે ઉક્ત મૂર્તિને ભક્તિથી પધરાવી. શંખ વગાડવાના કારણે આ નગરનું નામ શંખપુર અને ઉક્ત પ્રતિમાનું નામ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ લોકોમાં પ્રસિદ્ધ થયું. ત્યારપછી આ પ્રતિમા લગભગ સાડી છયાસી હજાર વર્ષો સુધી શંખેશ્વર ગામમાં અર્થાત્ આ સ્થળમાં

---

૧૫૫ વગેરેમાં થોડા થોડા ફેરફાર સાથે અને કાંઈક ઓછા વધતા પ્રમાણમાં વર્ણન આપેલ છે; તેમાંનાં કેટલાંકમાં તો વિસ્તારથી આપેલ છે. એ બધાંનો ધ્વનિ એક જ છે કે આ મૂર્તિ ઘણે ઠેકાણે ઘણા કાળ સુધી પૂજાણી છે. ત્યારપછી શ્રીકૃષ્ણની આરાધનાથી નાગરાજ ધરણેન્દ્રે શ્રીકૃષ્ણને આપી અને શ્રીકૃષ્ણે શંખપુર (શંખેશ્વર) ગામમાં નવીન પ્રાસાદ બંધાવીને તેમાં તેને બિરાજમાન કરી. વિશેષ જાણવાની ઇચ્છાવાળાઓએ આ પ્રકરણમાં સ્તોત્રોના જેટલા નંબરો આપેલા છે, તે નંબરોવાળાં સ્તોત્રો આ ગ્રંથના બીજા ભાગમાં જોઈ લેવાં.

જિનાલયોમાં કે જમીનમાં પૂજનિકપણે અને ક્વચિત્ અ-પૂજનિકપણે પણ રહી. પછી કાળક્રમે વિક્રમ સંવત્ ૧૧૫૫માં શ્રીમાન્ સજ્જન શેઠે શ્રીશંખેશ્વરમાં નવીન જિનપ્રાસાદ બંધાવીને શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની ઉક્ત પ્રતિમાને તેમાં પધરાવી, જે અત્યાર સુધી ત્યાં ભવ્ય પ્રાણીઓથી પૂજાય છે. વિ. સં. ૧૧૫૫ પછી આ જિનાલયના જીર્ણોદ્ધારો થયા છે. તેની હકીકત આગળ ઉપર ' જીર્ણોદ્ધાર ' પ્રકરણમાં વિસ્તારથી આપી છે.

આ મૂર્ત્તિને ગઈ ચોવીશીમાં આષાઢી શ્રાવકે અથવા તો સૌધર્મેન્દ્રે ભરાવ્યાનું ઉપર જણાવવામાં આવ્યું છે, પણ તેમાં એક પ્રશ્ન અવશ્ય ઊભો થાય છે અને તે એ કે– " ઔદારિક પૃથ્વીકાયનાં પુદ્ગલોથી બનેલી આ મૂર્ત્તિ લગભગ અઢાર કોડાકોડી સાગરોપમ જેટલા લાંબા કાળ સુધી રહી કેમ શકે ? " આનો ખુલાસો, તપાગચ્છીય મુનિ:રત્નવિજયજીએ રચેલ 'શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ ચોઢાળિયું સ્તવન ' ( સ્તો૦ ૫૫ )ની ચોથી ઢાળમાં સ્પષ્ટ રીતે આપ્યો છે કે–( ૧ ) અધિષ્ઠાયક દેવોના પ્રભાવ–સંરક્ષણથી, ( ૨ ) તેવા પ્રકારના પ્રયોગો–પ્રયત્નોથી, ( ૩ ) લેપ વગેરે કરતા રહેવાથી અને (૪) પ્રાયોગિક પ્રદેશમાં ( તેની રક્ષા થઈ શકે તેવા ભિન્ન ભિન્ન સ્થાનોમાં ) જવાથી મૂર્ત્તિઓ ઘણા કાળ સુધી પણ રહી શકે છે. ઉપર્યુક્ત પ્રશ્નનો ઉત્તર, ઉક્ત સ્તવનમાં આપેલા ખુલાસા-થી સ્પષ્ટ રીતે મળી જાય છે. તેમજ ઔદારિક પુદ્ગલોના કૃત્રિમ સ્કંધો અસંખ્ય કાળ સુધી પણ રહી શકે છે, એવા શાસ્ત્રોમાં પણ ઉલ્લેખો છે. એટલે આ મૂર્ત્તિ આટલા લાંબા કાળ સુધી રહી શકવામાં કોઈ જાતનો વાંધો જણાતો નથી.

## પ્રકરણ છઠ્ઠું : પ્રભાવ–માહાત્મ્ય

વર્તમાનકાળની ચોવીશીના ચોવીશે તીર્થંકરોમાં શ્રીપાર્શ્વનાથ પ્રભુ વ્યાવહારિક અથવા લૌકિક દૃષ્ટિથી વિશેષ પ્રભાવશાળી ગણાય છે, અને તેથી તેમના નામની સાથે શાસ્ત્રોમાં પણ 'પુરુષાદાનીય' (જેમનું વચન લોકો માન–પ્રેમપૂર્વક સ્વીકારે તે) અને 'પ્રગટપ્રભાવી' વગેરે વિશેષણો વિશેષ પ્રકારે લગાડવામાં આવે છે. શ્રીપાર્શ્વનાથ ભગવાનનાં ૧૦૮ નામો છે.[૩૬] ૧૦૦૮ નામો હોવાનું અને તે કોઈ ચોપડીમાં છપાયેલ હોવાનું પણ સાંભળ્યું છે. શ્રીપાર્શ્વનાથ પ્રભુનાં ઘણાં તીર્થો વિદ્યમાન છે, તેમાં શ્રીશંખેશ્વર તીર્થ ઘણું પ્રાચીન અને મહાપ્રભાવશાળી છે.

યદ્યપિ સર્વ તીર્થંકરોની જેમ શ્રીપાર્શ્વનાથ પ્રભુ પણ

---

૩૬ શ્રીપાર્શ્વનાથ ભગવાનનાં ૧૦૮ નામો 'પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ' નામની ચોપડીમાં વિસ્તૃત હકીકત સાથે પ્રગટ થયાં છે, તેમ જ હાલમાં 'જૈન ધર્મ પ્રકાશ' (ભાવનગર) પુ૦ ૫૬, અં૦ ૧૦, પૃ૦ ૩૩૦માં પં. શ્રીખુશાલવિજયજીના શિષ્ય પં. શ્રીઉત્તમવિજયજીએ સં. ૧૮૮૧ના ફાગણ વદિ ૨ને દિવસે રચેલ 'શ્રીપાર્શ્વનાથજીનાં ૧૦૮ નામોનો છંદ' પ્રગટ થયેલ છે, તેમાં થોડા ફેરફાર

બન્ને મળીને એક ચોવીશી ગણાય. તે બન્ને કાઉસગ્ગીયાની ગાદી પર વિ. સં. ૧૩૨૬ માઘ વદિ ૨ રવિવારના લેખો છે.

આપણી ડાબી બાજુના ગભારામાં મૂળનાયક શ્રીઅજિતનાથ પ્રભુ વગેરેની આરસની મનોહર મૂર્તિઓ ૩ છે. શ્રીઅજિતનાથ ભગવાનની મૂર્ત્તિ સં. ૧૯૯૭ની પ્રતિષ્ઠા વખતે બોટાદથી લાવીને અહીં પધરાવવામાં આવી છે.

દેવકુલિકાઓ-દેરીઓ—

દેરી નં. ૧માં વર્તમાન જિન-માતૃચોવીશીનો પટ્ટ ૧ છે, તેના પર વર્તમાન ચોવીશીની જિન-માતાઓનાં નામો લખેલાં છે. તે પટ્ટની ડાબી બાજુમાં પદ્માવતી દેવીની ખંડિત મૂર્તિ ૧ અને જમણી બાજુમાં યક્ષની ખંડિત મૂર્તિ ૧ છે.

દેરી નં. ૨. આ પદ્માવતી દેવીની દેરી છે. તેમાં વચ્ચે મુખ્ય સ્થાને શ્રીપદ્માવતી દેવીની આશરે ૧॥ ફુટ ઊંચી મનોહર મૂર્તિ ૧ છે, તેને માથે સર્પની ફણા છે, તેના ઉપર ભગવાનની એક નાની મૂર્તિ કોતરેલી છે. દેવીની બન્ને બાજુએ સાતમા માતંગ યક્ષની એક એક મૂર્તિ છે. કુલ મૂર્તિઓ ૩ છે.

દેરી નં. ૩માં વર્તમાનકાળની જિન-ચોવીશીનો ભિન્ન ભિન્ન ખંડોવાળો પટ્ટ ૧ છે. તેમાં ચાર મૂર્તિઓ ઓછી છે, દરેક મૂર્તિઓ પર પ્રભુજીનાં નામ ખોદેલાં છે, અને પરિકરમાંથી છૂટા પડેલા સફેદ આરસના લગભગ ૨॥ ફુટ ઊંચા, એક જોડીના જ કાઉસગ્ગીયા બે છે. (કુલ વસ્તુઓ ૩ છે.)

દેરી નં. ૪માં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની પરિકરયુક્ત આરસની મૂર્ત્તિ ૧ છે. તેના પરિકરમાં બીજી ૨૩

## પ્રકરણ બારમું : મૂર્તિસંખ્યા અને વિશેષ હકીકત

### ગભારો (મૂળ ગભારો)—

મૂળ ગભારામાં મૂળનાયક શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની મોટી, ભવ્ય અને રમણીય મૂર્તિ ૧ આરસના પંચતીર્થીના પરિકર સહિત છે. પરિકર સુંદર છે. મૂળનાયકજીની મૂર્તિ પર લેપ થયેલ છે. પરિકરના બન્ને કાઉસગ્ગીયાની ગાદી પર વિ. સં. ૧૬૬૬ના લેખો છે. એટલે આ પરિકરની વિ. સં. ૧૬૬૬ના પોષ વદિ ૮ ને શનિવારે અમદાવાદમાં પ્રતિષ્ઠા થઈ છે. ત્યારપછી તેને અહીં સ્થાપન કરવામાં આવ્યું છે. મૂળનાયકજીની મૂર્તિની બેઠક કે પરિકરની ગાદી પર લેખ નથી. તથા ધાતુની પંચતીર્થીના પરિકરમાં વચ્ચે મૂળનાયકજી તરીકે સફેદ સ્ફટિકરત્નની મૂર્તિ ૧ છે.

### બન્ને ગભારા—

આપણી જમણી બાજુના ગભારામાં મૂળનાયકજી તરીકે ભીડભંજન પાર્શ્વનાથની (સ્તો૦ ૧૨૯) મનોહર મોટી મૂર્તિ ૧ છે. તેમની બન્ને બાજુએ સફેદ આરસના લગભગ ચાર ચાર ફુટ ઊંચા, મનોહર શ્રીનેમિનાથ અને શ્રીઆદિનાથના એક એક કાઉસગ્ગીયા (ઊભી મૂર્તિ) છે. પ્રત્યેક કાઉસગ્ગીયામાં ભગવાનની ૧૧-૧૧ બીજી મૂર્તિઓ કોતરેલી છે. એટલે

બન્ને મળીને એક ચોવીશી ગણાય. તે બન્ને કાઉસગ્ગીયાની ગાદી પર વિ. સં. ૧૩૨૬ માઘ વદિ ૨ રવિવારના લેખો છે.

આપણી ડાબી બાજુના ગભારામાં મૂળનાયક શ્રીઅજિત-નાથ પ્રભુ વગેરેની આરસની મનોહર મૂર્ત્તિઓ ૩ છે. શ્રી અજિતનાથ ભગવાનની મૂર્ત્તિ સં. ૧૯૯૭ની પ્રતિષ્ઠા વખતે જોટાણાથી લાવીને અહીં પધરાવવામાં આવી છે.

દેવકુલિકાઓ-દેરીઓ—

દેરી નં. ૧માં વર્તમાન જિન-માતૃચોવીશીનો પટ્ટ ૧ છે, તેના પર વર્તમાન ચોવીશીની જિન-માતાઓનાં નામો લખેલાં છે. તે પટ્ટની ડાબી બાજુમાં પદ્માવતી દેવીની ખંડિત મૂર્ત્તિ ૧ અને જમણી બાજુમાં યક્ષની ખંડિત મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૨. આ પદ્માવતી દેવીની દેરી છે. તેમાં વચ્ચે મુખ્ય સ્થાને શ્રીપદ્માવતી દેવીની આશરે ૧॥ ફુટ ઊંચી મનોહર મૂર્ત્તિ ૧ છે, તેને માથે સર્પની ફણા છે, તેના ઉપર ભગવાનની એક નાની મૂર્ત્તિ કોતરેલી છે. દેવીની બન્ને બાજુએ સાતમા માતંગ યક્ષની એક એક મૂર્ત્તિ છે. કુલ મૂર્ત્તિઓ ૩ છે.

દેરી નં. ૩માં વર્તમાનકાળની જિન-ચોવીશીનો ભિન્ન ભિન્ન ખંડોવાળો પટ્ટ ૧ છે. તેમાં ચાર મૂર્ત્તિઓ ઓછી છે, દરેક મૂર્ત્તિઓ પર પ્રભુજીનાં નામ ખોદેલાં છે, અને પરિકરમાંથી છૂટા પડેલા સફેદ આરસના લગભગ ૨॥ ફુટ ઊંચા, એક જોડીના જ કાઉસગ્ગીયા બે છે. ( કુલ વસ્તુઓ ૩ છે. )

દેરી નં. ૪માં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની પરિ-કરયુક્ત આરસની મૂર્ત્તિ ૧ છે. તેના પરિકરમાં બીજી ૨૩

## (પ્ર)કરણ બારમું : મૂર્ત્તિસંખ્યા અને વિશેષ હકીકત

### ગર્ભાગાર ( મૂળ ગભારો )—

મૂળ ગભારામાં મૂળનાયક શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની મોટી, ભવ્ય અને રમણીય મૂર્ત્તિ ૧ આરસના પંચતીર્થીના પરિકર સહિત છે. પરિકર સુંદર છે. મૂળનાયકજીની મૂર્ત્તિ પર લેપ થયેલ છે. પરિકરના બન્ને કાઉસગ્ગીયાની ગાદી પર વિ. સં. ૧૬૬૬ના લેખો છે. એટલે આ પરિકરની વિ. સં. ૧૬૬૬ના પોષ વદિ ૮ ને શનિવારે અમદાવાદમાં પ્રતિષ્ઠા થઈ છે. ત્યાર-પછી તેને અહીં સ્થાપન કરવામાં આવ્યું છે. મૂળનાયકજીની મૂર્ત્તિની બેઠક કે પરિકરની ગાદી પર લેખ નથી. તથા ધાતુની પંચતીર્થીના પરિકરમાં વચ્ચે મૂળનાયકજી તરીકે સફેદ સ્ફટિકરત્નની મૂર્ત્તિ ૧ છે.

### બન્ને ગભારા—

આપણી જમણી બાજુના ગભારામાં મૂળનાયકજી તરીકે ભીડભંજન પાર્શ્વનાથની ( સ્તો૦ ૧૨૯ ) મનોહર મોટી મૂર્ત્તિ ૧ છે. તેમની બન્ને બાજુએ સફેદ આરસના લગભગ ચાર ચાર ફુટ ઊંચા, મનોહર શ્રીનેમિનાથ અને શ્રીઆદિનાથના એક એક કાઉસગ્ગીયા ( ઊભી મૂર્ત્તિ ) છે. પ્રત્યેક કાઉસગ્ગીયામાં ભગવાનની ૧૧-૧૧ બીજી મૂર્ત્તિઓ કોતરેલી છે. એટલે

બન્ને મળીને એક ચોવીશી ગણાય. તે બન્ને કાઉસગ્ગીયાની ગાદી પર વિ. સં. ૧૩૨૬ માઘ વદિ ૨ રવિવારના લેખો છે.

આપણી ડાબી બાજુના ગભારામાં મૂળનાયક શ્રીઅજિતનાથ પ્રભુ વગેરેની આરસની મનોહર મૂર્તિઓ ૩ છે. શ્રી અજિતનાથ ભગવાનની મૂર્ત્તિ સં. ૧૯૯૭ની પ્રતિષ્ઠા વખતે બોટાદથી લાવીને અહીં પધરાવવામાં આવી છે.

દેવકુલિકાઓ-દેરીઓ—

દેરી નં. ૧માં વર્ત્તમાન જિન-માતૃચોવીશીનો પટ્ટ ૧ છે, તેના પર વર્ત્તમાન ચોવીશીની જિન-માતાઓનાં નામો લખેલાં છે. તે પટ્ટની ડાબી બાજુમાં પદ્માવતી દેવીની ખંડિત મૂર્ત્તિ ૧ અને જમણી બાજુમાં યક્ષની ખંડિત મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૨. આ પદ્માવતી દેવીની દેરી છે. તેમાં વચ્ચે મુખ્ય સ્થાને શ્રીપદ્માવતી દેવીની આશરે ૧॥ ફુટ ઊંચી મનોહર મૂર્ત્તિ ૧ છે, તેને માથે સર્પની ફણા છે, તેના ઉપર ભગવાનની એક નાની મૂર્ત્તિ કોતરેલી છે. દેવીની બન્ને બાજુએ સાતમા માતંગ યક્ષની એક એક મૂર્ત્તિ છે. કુલ મૂર્ત્તિઓ ૩ છે.

દેરી નં. ૩માં વર્ત્તમાનકાળની જિન-ચોવીશીનો ભિન્ન ભિન્ન ખંડોવાળો પટ્ટ ૧ છે. તેમાં ચાર મૂર્ત્તિઓ ઓછી છે, દરેક મૂર્ત્તિઓ પર પ્રભુજીનાં નામ ખોદેલાં છે, અને પરિકરમાંથી છૂટા પડેલા સફેદ આરસના લગભગ ૨॥ ફુટ ઊંચા, એક જોડીના જ કાઉસગ્ગીયા બે છે. ( કુલ વસ્તુઓ ૩ છે. )

દેરી નં. ૪માં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની પરિકરયુક્ત આરસની મૂર્ત્તિ ૧ છે. તેના પરિકરમાં બીજી ૨૩

# પ્રકરણ બારમું : મૂર્તિસંખ્યા અને વિશેષ હકીકત

## ગર્ભાગાર ( મૂળ ગભારો ) —

મૂળ ગભારામાં મૂળનાયક શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની મોટી, ભવ્ય અને રમણીય મૂર્તિ ૧ આરસના પંચતીર્થીના પરિકર સહિત છે. પરિકર સુંદર છે. મૂળનાયકજીની મૂર્તિ પર લેપ થયેલ છે. પરિકરના બન્ને કાઉસગ્ગીયાની ગાદી પર વિ. સં. ૧૬૬૬ના લેખો છે. એટલે આ પરિકરની વિ. સં. ૧૬૬૬ના પોષ વદિ ૮ ને શનિવારે અમદાવાદમાં પ્રતિષ્ઠા થઈ છે. ત્યાર-પછી તેને અહીં સ્થાપન કરવામાં આવ્યું છે. મૂળનાયકજીની મૂર્તિની બેઠક કે પરિકરની ગાદી પર લેખ નથી. તથા ધાતુની પંચતીર્થીના પરિકરમાં વચ્ચે મૂળનાયકજી તરીકે સફેદ સ્ફટિકરત્નની મૂર્તિ ૧ છે.

## બન્ને ગભારા —

આપણી જમણી બાજુના ગભારામાં મૂળનાયકજી તરીકે ભીડભંજન પાર્શ્વનાથની ( સ્તો૦ ૧૨૯ ) મનોહર મોટી મૂર્તિ ૧ છે. તેમની બન્ને બાજુએ સફેદ આરસના લગભગ ચાર ચાર ફુટ ઊંચા, મનોહર શ્રીનેમિનાથ અને શ્રીઆદિનાથના એક એક કાઉસગ્ગીયા ( ઊભી મૂર્તિ ) છે. પ્રત્યેક કાઉસગ્ગીયામાં ભગવાનની ૧૧-૧૧ બીજી મૂર્તિઓ કોતરેલી છે. એટલે

બન્ને મળીને એક ચોવીશી ગણાય. તે બન્ને કાઉસગ્ગીયાની ગાદી પર વિ. સં. ૧૩૨૬ માઘ વદિ ૨ રવિવારના લેખો છે.

આપણી ડાબી બાજુના ગભારામાં મૂળનાયક શ્રીઅજિતનાથ પ્રભુ વગેરેની આરસની મનોહર મૂર્ત્તિઓ ૩ છે. શ્રી અજિતનાથ ભગવાનની મૂર્ત્તિ સં. ૧૯૬૭ની પ્રતિષ્ઠા વખતે જોટાણાથી લાવીને અહીં પધરાવવામાં આવી છે.

દેવકુલિકાઓ–દેરીઓ—

દેરી નં. ૧માં વર્ત્તમાન જિન–માતૃચોવીશીનો પટ્ટ ૧ છે, તેના પર વર્ત્તમાન ચોવીશીની જિન–માતાઓનાં નામો લખેલાં છે. તે પટ્ટની ડાબી બાજુમાં પદ્માવતી દેવીની ખંડિત મૂર્ત્તિ ૧ અને જમણી બાજુમાં યક્ષની ખંડિત મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૨. આ પદ્માવતી દેવીની દેરી છે. તેમાં વચ્ચે મુખ્ય સ્થાને શ્રીપદ્માવતી દેવીની આશરે ૧॥ ફુટ ઊંચી મનોહર મૂર્ત્તિ ૧ છે, તેને માથે સર્પની ફણા છે, તેના ઉપર ભગવાનની એક નાની મૂર્ત્તિ કોતરેલી છે. દેવીની બન્ને બાજુએ સાતમા માતંગ યક્ષની એક એક મૂર્ત્તિ છે. કુલ મૂર્ત્તિઓ ૩ છે.

દેરી નં. ૩માં વર્ત્તમાનકાળની જિન–ચોવીશીનો ભિન્ન ભિન્ન ખંડોવાળો પટ્ટ ૧ છે. તેમાં ચાર મૂર્ત્તિઓ ઓછી છે, દરેક મૂર્ત્તિઓ પર પ્રભુજીનાં નામ ખોદેલાં છે, અને પરિકરમાંથી છૂટા પડેલા સફેદ આરસના લગભગ ૨॥ ફુટ ઊંચા, એક જોડીના જ કાઉસગ્ગીયા બે છે. ( કુલ વસ્તુઓ ૩ છે. )

દેરી નં. ૪માં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની પરિકરયુક્ત આરસની મૂર્ત્તિ ૧ છે. તેના પરિકરમાં બીજી ૨૩

## પ્રકરણ બારમું : મૂર્તિસંખ્યા અને વિશેષ હકીકત

### ગર્ભાગાર ( મૂળ ગભારો ) —

મૂળ ગભારામાં મૂળનાયક શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની મોટી, ભવ્ય અને રમણીય મૂર્તિ ૧ આરસના પંચતીર્થીના પરિકર સહિત છે. પરિકર સુંદર છે. મૂળનાયકજીની મૂર્તિ પર લેપ થયેલ છે. પરિકરના બન્ને કાઉસગ્ગીયાની ગાદી પર વિ. સં. ૧૬૬૬ના લેખો છે, એટલે આ પરિકરની વિ. સં. ૧૬૬૬ના પોષ વદિ ૮ ને શનિવારે અમદાવાદમાં પ્રતિષ્ઠા થઈ છે. ત્યારપછી તેને અહીં સ્થાપન કરવામાં આવ્યું છે. મૂળનાયકજીની મૂર્તિની બેઠક કે પરિકરની ગાદી પર લેખ નથી. તથા ધાતુની પંચતીર્થીના પરિકરમાં વચ્ચે મૂળનાયકજી તરીકે સફેદ સ્ફટિકરત્નની મૂર્તિ ૧ છે.

### બન્ને ગભારા —

આપણી જમણી બાજુના ગભારામાં મૂળનાયકજી તરીકે ભીડભંજન પાર્શ્વનાથની ( સ્તો૦ ૧૨૯ ) મનોહર મોટી મૂર્તિ ૧ છે. તેમની બન્ને બાજુએ સફેદ આરસના લગભગ ચાર ચાર ફુટ ઊંચા, મનોહર શ્રીનેમિનાથ અને શ્રીઆદિનાથના એક એક કાઉસગ્ગીયા ( ઊભી મૂર્તિ ) છે. પ્રત્યેક કાઉસગ્ગીયામાં ભગવાનની ૧૧-૧૧ બીજી મૂર્તિઓ કોતરેલી છે. એટલે

બન્ને મળીને એક ચોવીશી ગણાય. તે બન્ને કાઉસગ્ગીયાની ગાદી પર વિ. સં. ૧૩૨૬ માઘ વદિ ૨ રવિવારના લેખો છે.

આપણી ડાબી બાજુના ગભારામાં મૂળનાયક શ્રીઅજિત-નાથ પ્રભુ વગેરેની આરસની મનોહર મૂર્તિઓ ૩ છે. શ્રી અજિતનાથ ભગવાનની મૂર્ત્તિ સં. ૧૯૬૭ની પ્રતિષ્ઠા વખતે બોટાણાથી લાવીને અહીં પધરાવવામાં આવી છે.

દેવકુલિકાઓ-દેરીઓ—

દેરી નં. ૧માં વર્તમાન જિન-માતૃચોવીશીનો પટ્ટ ૧ છે, તેના પર વર્તમાન ચોવીશીની જિન-માતાઓનાં નામો લખેલાં છે. તે પટ્ટની ડાબી બાજુમાં પદ્માવતી દેવીની ખંડિત મૂર્તિ ૧ અને જમણી બાજુમાં યક્ષની ખંડિત મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૨. આ પદ્માવતી દેવીની દેરી છે. તેમાં વચ્ચે મુખ્ય સ્થાને શ્રીપદ્માવતી દેવીની આશરે ૧ાા ફુટ ઊંચી મનોહર મૂર્તિ ૧ છે, તેને માથે સર્પની ફણા છે, તેના ઉપર ભગવાનની એક નાની મૂર્તિ કોતરેલી છે. દેવીની બન્ને બાજુએ સાતમા માતંગ યક્ષની એક એક મૂર્તિ છે. કુલ મૂર્તિઓ ૩ છે.

દેરી નં. ૩માં વર્તમાનકાળની જિન-ચોવીશીનો ભિન્ન ભિન્ન ખંડોવાળો પટ્ટ ૧ છે. તેમાં ચાર મૂર્તિઓ ઓછી છે, દરેક મૂર્તિઓ પર પ્રભુજીનાં નામ ખોદેલાં છે, અને પરિકરમાંથી છૂટા પડેલા સફેદ આરસના લગભગ ૨ાા ફુટ ઊંચા, એક જોડીના જ કાઉસગ્ગીયા બે છે. ( કુલ વસ્તુઓ ૩ છે. )

દેરી નં. ૪માં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની પરિ-કરયુક્ત આરસની મૂર્તિ ૧ છે. તેના પરિકરમાં બીજી ૨૩

જિનમૂર્તિઓ સુંદર રીતે ગોઠવીને કોતરેલી છે. એટલે આ એક ચોવીશીનો પટ્ટ કહી શકાય તેની બેઠક પર સંવત વિનાનો શ્રાવક જાલ્હાનો લેખ છે. તે સિવાય એક ફુટ ઊંચા કાઉસગ્ગીયા ૧ અને પગલાં જોડી ૩ છે.

દેરી નં. ૫માં મૂળનાયક શ્રીસુપાર્શ્વનાથ ભગવાન વગેરે જિનબિંબ ૨ છે, અને મૂળનાયકજીની ડાબી બાજુમા નાના ચૌમુખજી ૧ છે

દેરી નં. ૬માં મૂળનાયક શ્રીશ્રેયાંસનાથ ભગવાન વગેરે જિનબિંબ ૩ છે.

દેરી નં. ૭માં મૂ.ના. શ્રીસુપાર્શ્વનાથ ભ. વગેરે જિનબિંબ ૨ છે.

" " ૮ " " શ્રીઋષભદેવ ભ. નું " ૧ "

" " ૯ " " શ્રીનેમિનાથ ભ. " " ૧ "

" " ૧૦ " " શ્રીઅનંતનાથ " " " ૧ "

" " ૧૧ " " શ્રીપાર્શ્વનાથ " " " ૧ "

" " ૧૨ " " શ્રીકુંથુનાથ " વગેરે " ૩ "

" " ૧૩ " " શ્રીવિમલનાથ " નું " ૧ "
(લાંછન સ્પષ્ટ નથી.)

" " ૧૪ " " શ્રી પાર્શ્વનાથ" " " ૧ "

" " ૧૫ (ગભારા)માં મૂ.ના.જી વગેરે " ૩ "

મૂળનાયકજીનું લાંછન સાવ ઘસાઈ ગયું છે, તકતીમાં શ્રી શાંતિનાથજી લખેલ છે.

" " ૧૬ " " જી શ્રી........... વગેરે " ૩ "

મૂળનાયકજીનું લાંછનસાવ ઘસાઈ ગયું છે, તકતીમાં મૂળનાયક શ્રીધર્મનાથજી લખેલ છે, પરંતુ શ્રીધર્મનાથજી તો મૂળનાયકજીથી ડાબી બાજુમાં છે.

દેરી નં. ૧૭માં મૂ.ના. શ્રીશાંતિનાથ ભ.ની જિનમૂર્તિ ૧ છે.
" " ૧૮ " " " " વગેરે " ૩ છે.

મૂળનાયકજીની ડાબી બાજુની મૂર્તિ પરિકર સહિત છે. મૂર્તિ અને પરિકર એક જ પાષાણમાં બનેલ છે.

દેરી નં. ૧૯માં મૂ.ના. શ્રીશાંતિનાથ ભ. વગેરે જિનબિંબ ૩ છે.
" " ૨૦ " " શ્રીનેમિનાથ " નું " ૧ છે.
" " ૨૧ " " " " " " ૧ છે.
" " ૨૨ " " શ્રીઋષભદેવ " " " ૧ છે.

દેરી નં. ૨૩માં મૂળનાયક શ્રીઅજિતનાથ ભગવાનની પીળા આરસની મૂર્તિ ૧ છે.

દેરી નં. ૨૪માં મૂ. ના. શ્રીમહાવીર પ્રભુની મૂર્તિ ૧ છે.

દેરી નં. ૨૫માં મૂ. ના. શ્રીનેમિનાથ પ્રભુ વગેરેની શ્યામ આરસની જિનમૂર્તિઓ ૩ છે.

દેરી નં. ૨૬માં મૂ. ના. શ્રીમહાવીરસ્વામી વગેરે જિનબિંબ ૩ છે.

દેરી નં. ૨૭માં મૂ. ના. શ્રીઆદિનાથ ભગવાન વગેરે જિનબિંબ ૩ છે.

દેરી નં. ૨૮ (પાછળના ગભારા)માં મૂ. ના. શ્રીનેમિનાથ પ્રભુની શ્યામ આરસની મોટી મૂર્તિ ૧ અને શ્રીઆદિનાથજી તથા શ્રીશાંતિનાથજીની સફેદ આરસની મૂર્તિઓ ૨ (કુલ મૂર્તિઓ ૩) છે.

દેરી નં. ૨૯માં મૂ. ના. શ્રીઅજિતનાથ પ્રભુ વગેરે

જિનમૂર્તિઓ સુંદર રીતે ગોઠવીને કોતરેલી છે. એટલે આ એક ચોવીશીનો પટ્ટ કહી શકાય તેની બેઠક પર સંવત વિનાનો શ્રાવક જાલ્હાનો લેખ છે. તે સિવાય એક ફુટ ઊંચા કાઉસગ્ગીયા ૧ અને પગલાં જોડી ૩ છે.

દેરી નં. ૫માં મૂળનાયક શ્રીસુપાર્શ્વનાથ ભગવાન વગેરે જિનબિંબ ૨ છે, અને મૂળનાયકજીની ડાબી બાજુમા નાના ચૌમુખજી ૧ છે.

દેરી નં. ૬માં મૂળનાયક શ્રીશ્રેયાંસનાથ ભગવાન વગેરે જિનબિંબ ૩ છે.

દેરી નં. ૭માં મૂ.ના. શ્રીસુપાર્શ્વનાથ ભ. વગેરે જિનબિંબ ૨ છે.
" " ૮ " " શ્રીઋષભદેવ ભ. નું " ૧ "
" " ૯ " " શ્રીનેમિનાથ ભ. " " ૧ "
" " ૧૦ " " શ્રીઅનંતનાથ " " " ૧ "
" " ૧૧ " " શ્રીપાર્શ્વનાથ " " " ૧ "
" " ૧૨ " " શ્રીકુંથુનાથ " વગેરે " ૩ "
" " ૧૩ " " શ્રીવિમલનાથ " નું " ૧ "
(લાંછન સ્પષ્ટ નથી.)
" " ૧૪ " " શ્રી પાર્શ્વનાથ " " " ૧ "
" " ૧૫ (ગભારા)માં મૂ.ના.જી વગેરે " ૩ "

મૂળનાયકજીનું લાંછન સાવ ઘસાઈ ગયું છે, તકતીમાં શ્રી શાંતિનાથજી લખેલ છે

" " ૧૬ " " જી શ્રી.......... વગેરે " ૩ "

મૂળનાયકજીનું લાંછન સાવ ઘસાઈ ગયું છે, તકતીમાં મૂળનાયક શ્રીધર્મનાથજી લખેલ છે, પરંતુ શ્રીધર્મનાથજી તો મૂળનાયકજીથી ડાબી બાજુમાં છે.

દેરી નં. ૧૭માં મૂ.ના. શ્રીશાંતિનાથ ભ.ની જિનમૂર્ત્તિ ૧ છે.
" " ૧૮ " " " " વગેરે " ૩ છે.

મૂળનાયકજીની ડાબી બાજુની મૂર્ત્તિ પરિકર સહિત છે. મૂર્ત્તિ અને પરિકર એક જ પાષાણમાં બનેલ છે.

દેરી નં. ૧૯માં મૂ.ના. શ્રીશાંતિનાથ ભ. વગેરે જિનબિંબ ૩ છે.
" " ૨૦" " શ્રીનેમિનાથ " નું " ૧ છે.
" " ૨૧" " " " " " ૧ છે.
" " ૨૨" " શ્રીઋષભદેવ " " " ૧ છે.

દેરી નં. ૨૩માં મૂળનાયક શ્રીઅજિતનાથ ભગવાનની પીળા આરસની મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૨૪માં મૂ. ના. શ્રીમહાવીર પ્રભુની મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૨૫માં મૂ. ના. શ્રીનેમિનાથ પ્રભુ વગેરેની શ્યામ આરસની જિનમૂર્ત્તિઓ ૩ છે.

દેરી નં. ૨૬માં મૂ. ના. શ્રીમહાવીરસ્વામી વગેરે જિનબિંબ ૩ છે.

દેરી નં. ૨૭માં મૂ. ના. શ્રીઆદિનાથ ભગવાન વગેરે જિનબિંબ ૩ છે.

દેરી નં. ૨૮ (પાછળના ગભારા)માં મૂ. ના. શ્રી નેમિનાથ પ્રભુની શ્યામ આરસની મોટી મૂર્ત્તિ ૧ અને શ્રીઆદિનાથજી તથા શ્રીશાંતિનાથજીની સફેદ આરસની મૂર્ત્તિઓ ૨ (કુલ મૂર્ત્તિઓ ૩) છે.

દેરી નં. ૨૯માં મૂ. ના. શ્રીઅજિતનાથ પ્રભુ વગેરે

જિનબિંબ ૩ છે. મૂળનાયકજીના બન્ને ખભા ઉપર ચોટીના જેવું નિશાન છે.

દેરી નં. ૩૦માં મૂ. ના. શ્રી....................વગેરે જિનબિંબ ૩ છે

મૂળનાયકજીનું લાંછન સાવ ઘસાઈ ગયું છે, તેથી નામ નક્કી થઈ શકયું નથી. તકતીમાં રીખવદેવજી લખેલ છે.

દેરી નં. ૩૧માં મૂ ના. શ્રીશ્રેયાંસનાથ ભ. વગેરે જિનબિંબ ૩ છે.
,, ,, ૩૨,, ,, શ્રીશાંતિનાથ ,, નું ,, ૧ છે.
,, ,, ૩૩,, ,, શ્રીસુવિધિનાથ ,, વગેરે ,, ૩ છે.
,, ,, ૩૪,, ,, શ્રીઆદીશ્વર ,, ,, ,, ૩ છે.

મૂળનાયકજીની બન્ને બાજુની બન્ને નાની મૂર્તિઓ પરિકર સહિત છે. આખું પરિકર અને મૂર્ત્તિ એક જ પાષાણુમાં ઘડાયેલ છે. તેમાંની જમણી બાજુની મૂર્ત્તિના પરિકરની ગાદી પર સં. ૧૩૨૬ માઘ વદિ ૨ રવિનો લેખ છે.

દેરી નં. ૩૫માં મૂ ના. શ્રીમહાવીરસ્વામીની મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૩૬માં મૂ. ના. શ્રી....................ની મૂર્ત્તિ ૧ છે, મૂ. ના.જીનું લાંછન ઘસાઈ ગયું છે, સ્પષ્ટ નથી. આરસની તકતીમાં રીખવદેવજી લખેલ છે. અને ધાતુની લાંછન વિનાની એકલ મૂર્ત્તિ ૧ છે, તેની પાંછળ લેખ છે, પણ બધો ચૂનામાં દટાઈ ગયો છે. (કુલ મૂર્ત્તિ ૨)

દેરી નં. ૩૭માં મૂ. ના. શ્રીશાંતિનાથ ભ. વગેરે જિનબિંબ ૩ છે.
,, ,, ૩૮માં ,, શ્રીકુંથુનાથ ,, નું ,, ૧ છે.
,, ,, ૩૯માં ,, શ્રીઅનંતનાથ ,, ,, ,, ૧ છે.

દેરી નં. ૪૦માં મૂ. ના. શ્રીશાંતિનાથ ભ. વગેરે જિનબિંબ ૩ છે
" " (ગભારા)માં મૂ. ના. શ્રી...., " " ૩ છે.

મૂળનાયકજીનું લાંછન ઘસાઈ ગયું છે, સ્પષ્ટ નથી, તકતીમાં શ્રીઅરનાથ ભ. લખેલ છે.

દેરી નં. ૪૨માં મૂ. ના. શ્રી........ભ. ની મૂર્ત્તિ ૧ છે. લાંછન સ્પષ્ટ નથી. તકતીમાં શ્રીમહાવીર પ્રભુ લખેલ છે.

દેરી નં. ૪૩માં મૂ. ના. શ્રીશાંતિનાથ ભ. ની મૂર્તિ ૧ છે.
" " ૪૪ " " શ્રીપાર્શ્વનાથ " " " ૧ છે.
" " ૪૫ " " શ્રીઅજિતનાથ " નું જિનબિંબ ૧
" " ૪૬ " " શ્રીસુપાર્શ્વનાથ " વગેરે " ૩ "
" " ૪૭ " " શ્રીપાર્શ્વનાથ " " " ૩ "
" " ૪૮ " " શ્રીસુમતિનાથ " " " ૩ "
" " ૪૯ " " શ્રીધર્મનાથ " નું " ૧ "

લાંછન સ્પષ્ટ નથી, પરંતુ વજ્ર જણાય છે. તકતીમાં સુવિધિનાથજી લખેલ છે. મૂળનાયકજીની બન્ને બાજુએ પરિકરની ઉપરના ભાગનો એક એક ટુકડો જુદો જુદો સ્થાપન કરેલ છે. તે બન્નેમાં ભગવાનની બેઠી એક એક મૂર્તિ કોતરેલી છે.

દેરી નં. ૫૦માં મૂળનાયક શ્રીઅનંતનાથ ભગવાન વગેરે જિનબિંબ બે છે. મૂ.ના.જીનું લાંછન સ્પષ્ટ નથી; મયૂરની આકૃતિ જેવું ક્રૌંચનું લાંછન હોય તેમ જણાય છે. તકતીમાં સુમતિનાથ લખેલ છે,

દેરી નં ૫૧માં મૂ. ના. શ્રીચંદ્રપ્રભુ વગેરે જિનબિંબ ૩ છે.

દેરી નં. ૫૨માં મૂ. ના.જી તરીકે સમવસરણના આકારનો ચૌમુખજીની આકૃતિવાળો જિન-ચોવીશીનો પટ્ટ ૧ છે. આ ચોવીશીપટ્ટની નીચેની ચારે તરફની લાઈનમાં આચાર્ય મહારાજ, સ્થાપનાચાર્ય, વ્યાખ્યાનસભા, શ્રાવક-શ્રાવિકાઓ ફૂલની માળાઓ હાથમાં લઈને હાથ જોડીને ઊભાં ઊભાં પ્રભુજી પાસે ભાવના કરતાં હોય વગેરેનું સુંદર દૃશ્ય ખોદેલ છે. આ ચોવીશીના પટ્ટ પર લેખ છે, પણ વંચાતો નથી. આ પટ્ટની બન્ને બાજુએ એક એક ચૌમુખજી છે.

દેરી નં. ૫૩માં મૂ. ના. જી તરીકે જિન-ચોવીશીનો પટ્ટ ૧ છે. તેના ઉપર વિ. સં. ૧૪૨૮ વૈશાખ વદિ ૨ સોમનો લેખ છે. તેની જમણી બાજુમાં પરિકરમાંથી છૂટા પડી ગયેલા લગભગ ત્રણ ફુટ ઊંચા સફેદ આરસના કાઉસગ્ગીયા ૧ છે. તેની બાજુમાં ચોવીશીના પટ્ટમાંથી છૂટી પડી ગયેલ બેઠેલી જિનમૂર્તિઓ ૮ છે. ડાબી બાજુમાં લગભગ ૧ાા-૨ ફુટ ઊંચા, પણ જરા નાના-મોટા, શ્યામ આરસના કાઉસગ્ગીયા ૨ છે અને તેની પાસે સફેદ આરસના આશરે છ ઇંચ ઊંચા કાઉસગ્ગીયા ૧ છે.

દેરી નં ૫૪માં વચ્ચે મૂળનાયકજીના સ્થાન પર શ્રીપદ્માવતી દેવીની આશરે ૧ાા ફુટ ઊંચી મનોહર મૂર્તિ છે. તેના મસ્તક પર સર્પની ફણા અને તેના ઉપર તથા બન્ને પડખે મળીને ભગવાનની:નાની બેઠેલી મૂર્તિઓ ત્રણ કોતરેલી છે. પદ્માવતી દેવીની બન્ને બાજુમાં ૧૧મી શ્રીવત્સા-માનવી નામની દેવીની આશરે ૧ાા ફુટ ઊંચી એક એક મૂર્તિ છે. એ પ્રમાણે આ દેરીમાં દેવીઓનાં મૂર્તિઓ ૩ છે.

દેરી નં. ૫૫માં વર્તમાનકાળની જિન-માતૃચોવીશીનો

પટ્ટ ૧ છે. પટ્ટમાં ચોવીશે માતાઓનાં નામો લખેલાં છે. તેમ જ તેમાં વિ. સં. ૧૨૩૮નો લેખ છે. તે સિવાય અંબિકા દેવીની મૂર્ત્તિઓ ૨ અને શ્યામવર્ણવાળા યક્ષની મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૫૬ (મુખ્ય દરવાજા પાસેની પદ્માવતી દેવીની સાવ નાની દેરી)માં શ્રીપદ્માવતી દેવીની મૂર્ત્તિ ૧ છે. તેને માથે સર્પની ફણા અને તેના ઉપર ભગવાનની બેઠેલી મૂર્ત્તિ ૧ કોતરેલી છે. આ મૂર્ત્તિ પર વિ. સં. ૧૮૩૦નો લેખ છે. તેની આગળ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની પાદુકા જોડી ૧ છે.

દેરી નં. ૫૧–૫૨ની વચ્ચેની ખૂણાની દેરીમાં મધ્ય ભાગમાં આરસની એક નાની દેરી બનેલી છે. તેની અંદર પગલાં જોડી ૨ છે. તેની ઉપર વિ. સં. ૧૭૯૪નો લેખ છે (જુઓ પરિશિષ્ટ ૧, લેખાંક ૭ તથા તેનું અવલોકન), તેમાં કરાવનારનું નામ છે, પણ કોનાં પગલાં છે, તે લખ્યું નથી. પણ તે શ્રીશંખેશ્વર પાર્શ્વનાથના અથવા કોઈ આચાર્યોનાં પગલાં હોય એમ લાગે[૭૦] છે.

---

૭૦ આ બન્ને જોડી ચરણપાદુકા, પ્રભુજીની અથવા કોઈ આચાર્યોની હોય એમ લાગે છે. પરંતુ દોસી કુટુંબવાળા તેને પોતાની કુલદેવી 'ગાજના' દેવીની સ્થાપના તરીકે માને છે.

માંડળમાં દોસી કુટુંબનાં આશરે ૧૫૦ ઘર છે, તે ઉપરાંત વઢવાણ, લીંબડી, કોંઢ, સુરત વગેરે ગામોના દોસી કુટુંબવાળા અહીં માનતા કરવા આવે છે.

દોસીઓનાં દરેક કુટુંબોમાં પહેલા ખોળાના છોકરાનો અથવા સૌથી મોટા (પહેલા) છોકરાનો જન્મ થયા પછી અનુકૂળ સમયે તેને અહીં લાવીને આ દેરીમાં શ્રીગાજના દેવીનાં દર્શન કરાવી, પારણું બાંધીને તે છોકરાને હિંચકાવે છે, પાંચ શ્રીફળનું તોરણ

આ નાની દેરીની બહાર, દરવાજાની બન્ને તરફ એક એક અને જમણા હાથ તરફ પગલાં જોડી ૬ મળીને કુલ પગલાં જોડી ૮ જમીન ઉપર સ્થાપન કરેલ છે. તે બધા પર થોડા થોડા અક્ષરો ખોદેલા છે, પણ સ્થાનની વિષમતા, અંધકાર અને

---

બાધે છે, તથા દોસીનાં કેટલાંક કુટુંબો તો ઉપર પ્રમાણે માનતા કર્યા પછી જ મોટા છોકરાને કંદોરો પહેરાવે છે.

વહીવંચાની વહી પ્રમાણે, આ દોસી કુટુંબવાળા ૨૯ પેઢીઓ પહેલાં સોલંકીવંશના રજપૂતો હતા. તેઓ કાલાન્તરે ભિન્નમાલથી નીકળી લોલાડા (જુઓ ફુટનોટ નં. ૯૬) રહેવા આવેલા, ત્યાંથી શંખેશ્વર અને ત્યાંથી માંડળ રહેવા ગયા છે. કેટલાંક કુટુંબો લોલાડા અને શંખેશ્વરથી જુદાંજુદાં ગામોમાં રહેવા ગયાં છે. માંડળમાં દોસી કુટુંબવાળા બધાય અચલગચ્છીય છે.

દોસી કુટુંબના વહીવંચાઓની વહી કહે છે કે—"આ દોસી કુટુંબના વડવાઓએ અગાઉ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથનું જિનાલય બંધાવ્યું હતું." ૨૯ પેઢી એટલે આશરે આઠસોથી એક હજાર વર્ષ ગણી શકાય. આટલા સમય દરમ્યાન શ્રીશંખેશ્વર પાર્શ્વનાથનું મંદિર દોસી કુટુંબવાળાઓએ બંધાવ્યું હોય તેવો ઉલ્લેખ કોઈ પણ ગ્રંથો કે શિલાલેખોમાંથી મને મળ્યો નથી. કદાચ શંખેશ્વર ગામમાં બીજું કોઈ પણ જિનાલય તેમણે બંધાવ્યું હોય તો તે સંભવિત છે.

આવી જ રીતે દેરી નં. ૨ અને દેરી નં. ૫૪—શ્રીપદ્માવતી દેવીની આ બન્ને દેરીઓની બારશાખો ઉપર પણ પાંચ પાંચ શ્રીફળનાં તોરણો બાંધેલાં કોઈ કોઈ વાર જોવામાં આવે છે. તેથી આ બન્ને દેરીમાં શ્રીપદ્માવતી દેવી વગેરે જે જે યક્ષ અને યક્ષિણીઓની મૂર્તિઓ છે, તે પણ કોઈ કોઈ કુટુંબનાં કુલદેવ અથવા કુલદેવીઓ મનાતાં હશે, અને તેમની માનતા થતી હશે, એમ લાગે છે.

અક્ષરો ઘસાઈ ગયેલા હોવાથી તે બરાબર વંચાતા નથી. આ પાદુકાઓ આચાર્યો, મુનિઓ કે યતિઓની હશે એમ જણાય છે. આ દેરીઓમાં કુલ પગલાં જોડી ૧૦ છે.

દેરી નં. ૫, ૩૩ અને ૫૦મીમાં એક એક જિનમૂર્તિ ખારા પથ્થરની બનેલી છે અને તેના ઉપર ચૂનાથી કલઈ કરેલી છે.

આ દેરાસરમાં અત્યારે કુલ મૂર્તિઓ આ પ્રમાણે છે:–

૧ મૂ. ના. શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની પરિકરવાળી મૂર્તિ–૧.
૨ આરસની પરિકરવાળી જિનમૂર્તિઓ–૩.
૩ „ પરિકર વિનાની „ „ –૯૨.
૪ „ નાના–મોટા કાઉસગ્ગીયા–૯.
૫ „ જિન–ચોવીશીના પટ્ટો–૩.
૬ „ સમવસરણના આકારનો જિન–ચોવીશીનો પટ્ટ–૧.
૭ „ જિન–માતૃચોવીશીનો પટ્ટો–૨.
૮ ધાતુના પરિકરવાળી સફેદ સ્ફટિકની જિનમૂર્તિ–૧.
૯ ધાતુની મોટી એકલ મૂર્તિ–૧.
૧૦ „ ચોવીશી, પંચતીર્થી વગેરે નાની મૂર્તિઓ–૨૦.
૧૧ ખારા પથ્થરની–ચૂનાની કલઈ કરેલી જિનમૂર્તિઓ–૩.
૧૨ આરસના ચૌમુખજી–૩.
૧૩ „ ચોવીશીના પટ્ટમાંથી છૂટી પડી ગયેલી બેઠી આકૃતિની જિનમૂર્તિઓ–૮.
૧૪ „ પરિકરના ઉપલા ભાગના ટુકડા–૨.
૧૫ „ શંખેશ્વર પાર્શ્વનાથનાં પગલાં જોડી–૩.

૧૬ આરસનાં પગલાં જોડી-૧૧.
૧૭ ,, ની (સાતમા) માતંગ યક્ષની મૂર્ત્તિઓ-૨.
૧૮ ,, યક્ષની મૂર્ત્તિ-૧.
૧૯ ,, ,, ખંડિત મૂર્ત્તિ-૧.
૨૦ ,, પદ્માવતી દેવીની મૂર્ત્તિઓ-૩.
૨૧ ,, ,, ,, ખંડિત મૂર્ત્તિ-૧.
૨૨ ,, અંબિકાદેવીની મૂર્ત્તિઓ-૨.
૨૩ ,, ( ૧૧મી ) શ્રીવત્સા-માનવીદેવીની મૂર્ત્તિઓ-

ઉપર પ્રમાણે મૂળનાયકજીની મૂર્ત્તિ ૧, પરિકરવા બીજી મૂર્ત્તિ ૩, પરિકર વિનાની મૂર્ત્તિ ૯૨, ખારા પથ્થર મૂર્ત્તિ ૩, કાઉસગ્ગીયા ૯, સ્ફટિકની મૂર્ત્તિ ૧, ધાતુ મૂર્ત્તિઓ ૨૧ અને ત્રણ ચૌમુખજીની મૂર્ત્તિઓ ૧૨ ગણ અત્યારે કુલ ૧૪૨ જિનમૂર્ત્તિઓ અહીં બિરાજમાન-વિદ્યમા છે. જ્યારે પં૦ મહિમા૦એ વિ. સં. ૧૭૨૨માં રચે 'ચૈત્યપરિપાટી' ની ઢાળ ૧, કડી ૫-૬માં પણ શ્રીશંખેશ્વ તીર્થમાં પૂર્વના દેરાસરમાં ૧૪૨ જિનબિંબ હોવાનું લખ છે (જુઓ સ્તોત્રાંક ૧૪૦). આ રીતે મૂર્ત્તિઓની સંખ્ અકસ્માત્ મળતી આવી ગઈ, પણ એ તો જૂના (ગામમાં જે ખંડિયેર ઊભું છે તે) દેરાસરની વાત પં. મહિમા૦એ લખ જૂના દેરાસરમાંની મૂળનાયક શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ સિવાય બીજી બધી મૂર્ત્તિઓનું શું થયું ? મુસલમાની ફોજોએ ઉક્ મંદિરોનો ભંગ કર્યો તે વખતે નષ્ટ કરી નાંખી કે આગળ બુદ્ધિ વણિકોએ કોઈ ઠેકાણે જમીનમાં ભંડારી દીધી ? તેને

હજુ સુધી કાંઈ પત્તો લાગ્યો નથી. આ નવા મંદિરમાં તો મૂળનાયકજી સિવાયની લગભગ બીજી બધી મૂર્ત્તિઓ ક્રમે ક્રમે બહારગામથી આવેલી છે. શંખેશ્વરની આસપાસનાં કેટલાંક ગામડાંઓમાંથી દેરાસરો વધાવી લીધાં તેની પ્રતિમાઓ તથા છૂટક છૂટક કોઈ કોઈ જગ્યાએથી જમીનમાં પ્રગટ થયેલી પ્રતિમાઓ અહીં આવી છે. સં. ૧૯૬૭માં બધી દેરીઓની ફરી પ્રતિષ્ઠા થઈ એ વખતે કેટલીક મૂર્ત્તિઓ બહારગામથી આવી છે.

## પ્રકરણ તેરમું : ધર્મશાળા અને બીજાં મકાનો

અંહી શંખેશ્વરજીમાં નાની–મોટી મળીને કુલ ૬ જૈન ધર્મશાળાઓ છેઃ—

૧ 'ગઢવાળી' નામથી ઓળખાતી (નવા દેરાસર પાસેની) મોટી ધર્મશાળા.

૨ નવા દેરાસરથી દક્ષિણ દિશામાં ધર્મશાળાની ઓરડીઓની એક લાઈન છે તે 'પંચાસરવાળા' ની ધર્મશાળા કહેવાય છે.

૩ 'ટાંકાવાળી'. આની અંદર પાણીનું ટાંકું હોવાથી આ 'ટાંકાવાળી' કહેવાય છે.

૪ નવા દેરાસરની સામેની, જેમાં નોકરો રહે છે તે.

૫ જેમાં હાલ ભોજનશાળા ચાલે છે તે.

૬ ગામના ઝાંપામાં નવી થયેલી છે તે. (શેઠ મોતીલાલ મૂળજી હસ્તકની).

આમાંની પ્રથમની પાંચ ધર્મશાળાઓ આ તીર્થનો વહીવટ કરનાર શેઠ જીવણદાસ ગોડીદાસની પેઢી (શંખેશ્વર કારખાના)ને તાબે છે, જ્યારે છેલ્લી ધર્મશાળાનો વહીવટ જુદો છે. તે ધર્મશાળાઓની વિશેષ માહિતી આ પ્રમાણે છે :—

(૧-૨) શ્રીશંખેશ્વર પાર્શ્વપ્રભુના આ નવા દેરાસરની પ્રતિષ્ઠા વિ. સં. ૧૭૬૦ની આસપાસમાં થઈ હતી. લગભગ તે સમયમાં જ આ ' ગઢવાળી ' નામની ધર્મશાળા બનવી શરૂ થઈ ગઈ હશે. ધીમે ધીમે થોડાં વર્ષોમાં આ નવા દેરાસરની ત્રણે તરફ ધર્મશાળાની ઓરડીઓની લાઈનો બની ગઈ હતી. ઉત્તર તરફની ઓરડીઓની પછવાડે જમણવાર કરવાનો મોટો વંડો હતો.

દેરાસરથી ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણ દિશા તરફની ધર્મશાળાની ત્રણે લાઈનોની ઓરડીઓ દેરાસરથી બહુ જ નજીક હોઈ આશાતના થતી હતી અને રથયાત્રા વખતે રથ ફેરવવામાં બહુ અડચણ પડતી હતી. તેથી છેલ્લાં ૨૫-૩૦ વર્ષની અંદર ધીરે ધીરે તેમાં સુધારો થતો ગયો. દેરાસરની પછવાડેની (પશ્ચિમ તરફની) ધર્મશાળાની ઓરડીઓની આખી લાઈન કાઢી નાખીને રથયાત્રા માટે રસ્તો મોટો કર્યો. ઉત્તર દિશા તરફની ઓરડીઓની લાઈન કાઢી નાંખીને રસ્તો પહોળો કરીને નવી ઓરડીઓ બનાવીને તેનાં બારણાં જમણવારના વંડામાં મૂકયાં. તેમ જ દક્ષિણ દિશા તરફની ઓરડીઓની લાઈન, જે ' પંચાસરવાળા 'ની ધર્મશાળા કહેવાય છે, તેની ઓરડીઓ ઊંડી અને ઓશરી પહોળી હતી, તેને કાઢી નાખીને રસ્તો પહોળો કરીને દેરાસરથી જરી છેટે ઓસરી-બંધ ઓરડીઓની લાઈન નવેસરથી બંધાવી. આ લાઈન પૂરી થયા પછી તેની પાસેના ગઢના એક કોઠાની પાસે મેડીબંધ એક મકાન હજી સુધી જૂનું રહી ગયું હતું, કે જે ઘાસ-ચારો વગેરે ભરવાના ઉપયોગમાં લેવાતું હતું, તેને પણ પાડી નાખીને તે જગ્યાએ નીચે ત્રણ ઓરડા તથા ઉપર

એ ઓરડા અને અગાસી યુકત સુંદર પાકું મકાન કારખાના તરફથી વિ. સં. ૧૯૯૭માં બંધાવી લેવામાં આવ્યું છે.

જમણવારનો જે વંડો હતો, તેમાં વચ્ચે બહુ વિશાળ ચોક રાખીને તેની ચારે બાજુ ધર્મશાળા તરીકે ઓરડાઓની લાઇનો વિ. સંવત ૧૯૮૭–૮૮માં અને ત્યારપછીનાં વર્ષોમાં બંધાવી લીધેલ છે. આ નવી ધર્મશાળામાં યાત્રાળુઓને ઉતરવાની સગવડ સારી થઈ છે. ધર્મશાળા દેરાસરથી જરા દૂર હોવાથી આશાતનાનો સંભવ પણ નથી. તેમાં ચોક વિશાળ હોઈ અને તેમાં વચ્ચે વૃક્ષો હોવા સાથે તેમાં પાણીનું બોરીંગ[૭૧] મૂકાવેલ હોવાથી, *યાત્રાળુઓને સારી રીતે આરામ અને શાંતિ* મળે તેવી આ ધર્મશાળા થઈ છે.

આ દેરાસરનો મુખ્ય દરવાજો અને તેની સામેની (પૂર્વ દિશા તરફની) ધર્મશાળાની વચ્ચે પહેલાં જાહેર રસ્તો –રાજમાર્ગ હતો. પંચાસરવાળાની ધર્મશાળાની પછવાડેની શેરીમાંથી, નગારખાનાની નીચેની ખડકીવાળા સ્થાને થઈને

---

૭૧ જૈન યાત્રાળુઓની અને ગામની સમસ્ત પ્રજાની સગવડ ખાતર રાધનપુર (મુંબઈ) નિવાસી દાનવીર શેઠ ગિરધરલાલ ત્રિકમલાલે આશરે દશેક વર્ષ પહેલાં, પોતાના ખર્ચે, આ બોરીંગ મુકાવી તેની પાસે ટાંકી વગેરે બંધાવી આપ્યું છે. તેમાંથી ગામની આમ પ્રજાની સગવડ માટે ગામના ઉત્તર દિશા તરફના ઝાંપા સુધી નળ લઈ જઈને ત્યાં પણ ટાંકી, ચકલીઓ વગેરે બંધાવી આપ્યું છે. આમાંથી તેની પાસે જ આવેલા જૈન શ્વે. કારખાનાના મોટા બગીચામાં પણ નળ લઈ ગયેલ છે. આથી જૈન યાત્રાળુઓને, ગામની સમસ્ત પ્રજાને તથા જાનવરોને દર વર્ષે ઉનાળામાં તથા દુષ્કાળવાળા વરસમાં પાણીની ભારે તંગી વેઠવી પડતી હતી, તે દુઃખ દૂર થયું છે.

દેરાસરના મુખ્ય દરવાજા પાસે થઈને બજારમાં જવાનો રસ્તો હતો. તે વખતે આ દેરાસરના કંપાઉન્ડનો મુખ્ય–મોટો–ઉગમણો દરવાજો, જે બજારના રસ્તા ઉપર છે તે, નહોતો; એ બજારમાં જવાનો રસ્તો હતો. પછી તે જગ્યા સંજય પાસેથી વેચાતી ખરીદી લઈને વિ. સં. ૧૮૬૭માં તે રસ્તો બન્ને તરફથી બંધ કરીને નગારખાનાની નીચે ખડકી–મોટી ડેલી મૂકીને તેના ઉપર વિ. સં. ૧૮૬૭માં નગારખાનું બંધાવ્યું, જ્યાં હમેશાં–કાયમ ખાતે ચોઘડિયાં વાગે છે, અને બજારના રસ્તા ઉપર મોટો દરવાજો મૂકી કમ્પાઉન્ડનો પાકો કબજો કરી લીધો. કમ્પાઉન્ડના આ મુખ્ય દરવાજાની અંદર બન્ને તરફ દલાણો (ઓસરી) બનેલાં છે, જેમાં ચોકીદારો–સિપાઈઓ બેસે છે અને ત્યાં ચોકીદારો રાત–દિવસ ઘડિયાળના ડંકા વગાડે છે.

આ આખા કમ્પાઉન્ડ ફરતો મજબૂત કિલ્લો છે, તેને પણ લગભગ આ દેરાસરની સાથે સાથે બાંધવાનો શરૂ કરીને, વિ. સં. ૧૮૬૭માં નવી જમીન ખરીદ્યા પછી, વિ. સં. ૧૮૭૪માં આ કોટને પૂરો કર્યો હશે એમ જણાય છે. કેમ કે, દક્ષિણ દિશા તરફના ગઢના, પંચાસરવાળાની ધર્મશાળા પૂરી થાય છે તેની પાસેના, કોઠાની બહારની–રાજમાર્ગ તરફની–દીવાલમાં 'સં. ૧૮૭૪ના માગશર સુદિ ૨' એ પ્રમાણે ખોદેલ છે. ( જુઓ પરિશિષ્ટ પહેલું, લેખાંક–૬૧ ).

( ૩ ) નવા દેરાસરની સામેની લાઈનમાં ખૂણામાં (નગારખાનાની બાજુમાં ) 'ટાંકાવાળી' ધર્મશાળા આવેલી છે. નીચી ખડકીમાં થઈને અંદર જવાય છે. આ ધર્મશાળા પથ્થરની પાકી–મજબૂત બનેલી છે. બીજી ધર્મશાળાઓ કરતાં આ સૌથી જૂની હોય તેમ લાગે છે. આની અંદર પાણીનું

ટાંકું હોવાથી આ 'ટાંકાવાળી' ધર્મશાળા કહેવાય છે. દેરાસરમાં પ્રક્ષાલ વગેરે દરેક કાર્ય માટે આ ટાંકાનું જ પાણી વપરાય છે, અને તે બાર માસ બરાબર પહોંચે છે. સખ્ત દુષ્કાળવાળા વરસમાં કદાચ ૪-૬ મહિના બહારથી પાણી લાવવું પડે છે. આ ધર્મશાળાની અંદર જવાના રસ્તાનાં બારણાં નાનાં-બારીઓ જેવાં છે. તેનું એક બારણું જૂના દેરાસર તરફ જવાના રાજમાર્ગ ઉપર પડે છે. તે બારણાની બહારના ડાબી બાજુની દીવાલમાં સં. ૧૮૩૬નો લેખ છે (લેખ નં. ૫૮), અને બીજું બારણું નગારખાના નીચેની ડેલીની પાસે પડે છે, તેમાંથી નવા દેરાસરના કમ્પાઉન્ડમાં જવાય છે આ બારણામાંથી અંદર જતાં, બારણાની ઉપરની ભીંતમાં વિ સં. ૧૮૫૪નો લેખ છે (જુઓ લેખ નં. ૬૦). આ બન્ને લેખો પરથી જણાય છે કે, આ ધર્મશાળા સમસ્ત સંઘે રાજ્ય પાસેથી જમીન અઘાટ વેચાણ લઈને રાધનપુરના સંઘની દેખરેખથી કરાવી છે, તેમાં દેખરેખ રાખનારા પાંચ શ્રાવકોનાં તથા મુનીમ, સલાટ વગેરેનાં પણ નામો આપેલાં છે. આ ધર્મશાળામાં લાકડ-ભેકડ, ચૂનો-પથ્થર વગેરે સામાન પડ્યો રહેતો હોવાથી અવાવર અને ઉજ્જડ થઈ ગઈ છે તેને સમરાવી-સુધરાવીને ઉપયોગમાં લેવાની જરૂર છે. તેના ચોકમાં કેટલીક જમીન ખાલી પડી છે, ત્યા, અહીંની કમિટી શ્રાવિકાઓનો ઉપાશ્રય કરાવવાનો વિચાર કરે છે; પરંતુ આ સ્થાન ઘણું એકાંતમાં પડી જતું હોવાથી શ્રાવિકાઓના ઉપાશ્રય માટે લાયક ન ગણાય.

(૪) નવા દેરાસરના મુખ્ય દરવાજાની, બરાબર સામેના ભાગમાં એક પાકું દવાણ (ઓરસી), બનેલ છે. તેની અંદર

ઓરડાઓ બનેલા છે. આ મકાન પણ પથ્થરનું-પાકું બનેલ
છે. આમાંના એક ઓરડાનું એક બારણું જાહેર રસ્તા ઉપર
પડે છે. તે ઓરડાની બન્ને તરફનાં બારણાંની બારશાખો
અને ઉંબરા જોતાં તેમાં નવું દેરાસર થયા પહેલાં પ્રભુજીને
પધરાવ્યા હશે એમ ચોક્કસ જણાય છે. હાલ આ મકાનો
ધર્મશાળા તરીકે વપરાય છે. તેમાં કારખાનાના સિપાઈઓ
અને નોકરો રહે છે, તથા કબૂતર માટેનું અનાજ વગેરે
પરચૂરણ સામાન રાખવામાં આવે છે.

(૫) રાધનપુરવાળા શેઠ ઇચ્છાચંદ હેમજીની જૈન ધર્મ-
શાળા બજારમાં રસ્તા ઉપર આવેલી છે. આ ધર્મશાળા શેઠ
જીવણદાસ ગોડીદાસની પેઢી (જૈન કારખાના)ને અર્પણ
કરેલી છે. કારખાનાની વ્યવસ્થાપક કમિટીએ આ ધર્મશાળાનો
કેટલોક ભાગ જૈન ભોજનશાળાની કમિટીને ભોજનશાળા
માટે વાપરવા આપેલો છે.

(૬) રાધનપુરવાળા શેઠ મણિલાલ મોતીલાલ મૂળજી
મારફત બંધાયેલી આ ધર્મશાળા, શંખેશ્વર ગામના પશ્ચિમ
તરફના ઝાંપામાં, શ્રીસંઘની આર્થિક સહાયથી અને શેઠ
મોતીલાલ મૂળજીની ખંત, લાગણી અને જાતિ દેખરેખથી
બની છે. તેનો એક છેડો 'ગઢવાળી' નવી ધર્મશાળાને
લગતો છે અને બીજો છેડો છેક ગામની ભાગોળે છે. આ
ધર્મશાળા પાકી, મેડીબંધ અને વિશાળ બનેલી છે. યાત્રાળુઓ
માટે ઉપરના ભાગમાં મોટા મોટા હોલ અને નીચેના ભાગમાં
ઓરડાઓ બનેલા છે. વચ્ચે વિશાળ ચોક છે. આનો મુખ્ય
દરવાજો ઉત્તર સન્મુખ જાહેર રસ્તા ઉપર છે, પરંતુ 'ગઢ-

વાળી ' નવી ધર્મશાળામાંથી પણ આમાં અવાય-જવાય છે. આ ધર્મશાળા વિ. સં. ૧૯૭૩ના ચૈત્ર શુદિ ૧૩ને ગુરુવાર તા. ૫-૪-૧૯૧૭ ને દિવસે, રાધનપુરના નામદાર નવાબ શ્રીજલાલુદ્દીન ખાનજી સાહેબના મુબારક હાથે ખુલ્લી મુકાણી છે. આ ધર્મશાળાનો ઉત્તર દિશા તરફના જાહેર રસ્તા તરફનો આગલો ભાગ (મુખ્ય દરવાજો, દરવાજાની બન્ને તરફની ઓરડીઓની લાઈનો અને તેના ઉપરના માળના ઓરડાઓ) અમદાવાદવાળા સ્વર્ગવાસી શેઠ વીરચંદ દીપચંદ સી. આઈ. ઈ., જે. પી. ના સ્મરણાર્થે તેમની ધર્મપત્ની ડાહીબાઈએ સત્તર હજાર રૂપિયા આપીને કરાવેલ છે. આ ધર્મશાળાનો વહીવટ રાધનપુર (હાલ મુંબઈ) વાળા શેઠ મોતીલાલ મૂળજીની પેઢીના હાથમાં છે, પણ તેમણે તે વહીવટ કારખાનાની કમિટીને (શેઠ જીવણદાસ ગોડીદાસની પેઢીને) સોંપી દેવો વાજબી છે.

ઉપર પ્રમાણે આ તીર્થને અંગે અહીં નાની-મોટી મળીને કુલ છ જૈન ધર્મશાળાઓ હોઈ યાત્રાળુઓ માટે પૂરતી સગવડ છે. પરંતુ યાત્રાળુઓનાં ગાડાંના બળદોને છાયામાં બાંધવા માટે કંઈ પણ સગવડ કે સાધન નથી, તેમ પશ્ચિમ તરફના ઝાંપામાં છાયાવાળું ઘટાદાર વૃક્ષ પણ નથી કે જેની છાયામાં બળદો બેસી શકે. મોટર સર્વીસ હોવા છતાં ચૈત્રીના મેળા ઉપર તથા હંમેશાં પણ રાધનપુર, હારીજ, પાટણ વગેરે શહેરોથી અને ગામડાંઓમાંથી ઘણા યાત્રાળુઓ ગાડાં કરીને પણ આવે જ છે. આ ગાડાંઓના બળદોને વૈશાખ-જેઠ માસના સખ્ત તાપમાં પણ, આખો દિવસ ખુલ્લા મેદાનમાં સખ્ત તડકામાં બેસી રહેવું પડે છે. એ ત્રાસ જોયો જાય તેમ નથી. વૈશાખ-જેઠ માસમાં ખરે બપોરે જે માણસ આ

મેદાનમાં બહાર નીકળે તેને જ એ ત્રાસની ખબર પડે; મકાને માં બેસી રહેનારાઓને તેની ખબર ન જ પડી શકે. આ ત્રાસને દૂર કરવા માટે, કમસાં કમ યાત્રાળુઓનાં ગાડાંના બળદો તેમ જ ઊંટ, ઘોડા વગેરેને છાયામાં રાખી શકાય તેવી સગવડ કરવા માટે, કારખાનાની કમિટીવાળા અને સખી ગૃહસ્થો સત્વર ધ્યાન આપશે, એવી આશા રાખવી અસ્થાને નહીં જ ગણાય. આ કાર્ય માટે ઉપેક્ષા કરવા જેવું નથી. મૂંગાં પ્રાણીઓનો આશીર્વાદ લેવા જેવું આ કામ છે.

## અન્ય મકાનો—

'ગઢવાળી' ધર્મશાળાના મુખ્ય દરવાજાથી અંદર પેસતાં જમણા હાથ તરફના ઓરડાઓમાં અને તેની પાસે, પીવા માટે ઠારેલ ગરમ પાણીની સગવડ રાખેલી છે. તેની પછી ખૂણામાં એક જૂની પોસાળ (પૌષધશાળા) છે, કે જે શંખેશ્વર ગામના શ્રાવકોને ઉપાશ્રય તરીકે, ધર્મકાર્યો કરવા સારુ, વાપરવા માટે આપવામાં આવેલ[૭૨] છે. તેની પાસે—આગળના ભાગમાં શેઠ જીવણદાસ ગોડીદાસની પેઢી (શ્રી-શંખેશ્વર જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક કાર્યાલય)ની બેઠકનું મકાન હતું અને તેના ઉપર 'શ્રીહીરવિજયસૂરીશ્વરજી જૈન પુસ્તકાલય' હતું. પરંતુ એ મકાન જીર્ણ થઈ ગયેલ હોઈ

---

૭૨ આ પોસાળનું મકાન મેડીબંધ, મોટું અને વચ્ચે ચોકવાળું છે, પણ તદ્દન જીર્ણ થઈ ગયું છે. આમાં એક દીવાલના ગોખલામાં શ્રીમણિભદ્રવીરનું પ્રાચીન સ્થાન છે, તેથી આ પોસાળ તપાગચ્છની હશે એમ લાગે છે. આ પોસાળ કદાચ આ 'ગઢવાળી' ધર્મશાળાથી પહેલાંની બનેલી પણ હોય.

હાલમાં તેને પાડી નાખ્યું છે. તે ઠેકાણે પેઢી અને પુસ્તકાલય માટે નવું મકાન બંધાવવાનું કામ હવે પછી ચાલુ કરવાના છે.

## જૈન ઉપાશ્રય—

તેની પાસેથી વંડાવાળી નવી ધર્મશાળામાં જતાં જમણા હાથ તરફ, શ્રાવકોને ધર્મક્રિયાઓ કરવા માટે, જૈન ઉપાશ્રયનું સુંદર મકાન હાલમાં જ નવું તૈયાર થયું છે, જેથી મુનિરાજોને અલાયદા ઊતરવાની તથા શ્રાવકોને ધર્મક્રિયાઓ કરવાની સગવડ સારી થઈ છે. આવી જ રીતે શ્રાવિકાઓ માટે પણ ખાસ અલાયદો ઉપાશ્રય થવાની ખાસ અગત્ય છે.

## જૈન પુસ્તકાલય —

યાત્રાળુઓની સગવડતા ખાતર, ફુરસદના સમયમાં યાત્રાળુઓ પુસ્તકવાચનનો લાભ લઈ શકે તેટલા માટે, અહીં સ્વ. શ્રીમાન્ વિજયનીતિસૂરીશ્વરજી મહારાજના સદુપદેશથી સં. ૧૯૮૫માં ' શ્રીહીરવિજયસૂરીશ્વરજી જૈન પુસ્તકાલય ' સ્થાપન થયેલું છે. તેમાં પુસ્તકોનો સારો સંગ્રહ છે, અને થોડાંક જૈન માસિકો વગેરે છાપાં પણ આવે છે. પરંતુ યાત્રાળુઓ આ પુસ્તકાલયનો જોઈએ તેવો લાભ લેતા નથી. માટે પુસ્તકાલયની સુવ્યવસ્થા થવાની તથા યાત્રાળુઓએ તેનો સારી રીતે લાભ લેવાની જરૂર છે. પહેલાં કારખાનાની જૂની ઓફિસના મકાનનાં મેડા ઉપર આ પુસ્તકાલય રાખ્યું હતું. પરંતુ ઓફિસનું જૂનું મકાન પાડી નાંખવાથી હાલમાં એક ઓરડામાં પુસ્તકોનાં કબાટો રાખેલાં છે. ઓફિસનું નવું મકાન બનશે ત્યારે સગવડતાવાળા મકાનમાં શીઘ્રતાથી પુસ્તકાલયને લઈ જવાનું અહીંના કાર્યવાહકો ધારે છે. પુસ્તકાલય દેરાસર

આવવા-જવાના રસ્તા ઉપર જ અને નીચેના મકાનમાં કાયમ ખાતે રાખવામાં આવે તો તેનો લાભ વધારે પ્રમાણમાં લોકો લઈ શકે, માટે તેવી વ્યવસ્થા થવાની જરૂર છે.

**ચબૂતરો —**

આ કંપાઉન્ડના મુખ્ય દરવાજામાં પેસતાં ડાબી બાજુમાં મોટું ઢલાણ (ઓસરી) છે તેના છેડા પાસે કબૂતરો વગેરે પંખીઓ માટે એક ચબૂતરો બનેલો છે. તેમાં પક્ષીઓ માટે કારખાના તરફથી હમેશાં અનાજ નંખાય છે.

**નગારખાનું —**

ટાંકાવાળી ધર્મશાળાની પાસે બહાર શેરીમાં જવાની જૂની બારી (ડેલી) છે, તેના ઉપર વિ. સં. ૧૮૬૭ની સાલમાં નગારખાના માટે મકાન બનેલું છે, જ્યાં હમેશાં નિયમિત રીતે ચોઘડિયાં વાગે છે.

**જૈન ભોજનશાળા —**

જગત્પ્રસિદ્ધ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમાન્ વિજયધર્મસૂરિજી મહારાજશ્રીના શિષ્યરત્ન શ્રીમાન્ વિજયભક્તિસૂરિજી મહારાજશ્રીનાં સદુપદેશ અને પ્રેરણાથી, રાધનપુર અને શંખેશ્વરની આસપાસનાં કેટલાંક ગામોના ભાવિક જૈન ગૃહસ્થોએ આ કામ હાથમાં લઈ ને, જૈન યાત્રાળુઓની સગવડ માટે, સં. ૧૯૮૦ના માગશર વદિ ૧૦ને દિવસે, અહીં એક જૈન ભોજનશાલા ખુલ્લી મૂકી છે, અને તે બજારના રસ્તા ઉપર આવેલી અને જૈન કારખાનાના તાબાની રાધનપુરવાળા શેઠ ઇચ્છાચંદ હેમજીની ધર્મશાળામાં રાખવામાં આવી છે.

આ ભોજનશાળા થવાથી યાત્રાળુઓને ઘણી અનુકૂલતા થઈ છે. ભોજન આદિની વ્યવસ્થા સારી છે. આ ભોજનશાળામાં જમનાર પાસેથી પહેલાં એક ટંકના ચાર આના અને બે ટંકના છ આના; ત્યારપછી પાંચ આના અને સાત આના લેતા હતા, અને હાલમાં એક ટંકના સાત આના અને બે ટંકના દસ આના લે છે, જે ચાર્જ આવી અસહ્ય મોંઘવારીના સમયમાં ઘણો ઓછો અને વાજબી જ ગણાય. તેમ જ આ ભોજનશાળા સાધુ-સાધ્વીઓની ભક્તિનો સારામાં સારો લાભ લે છે.

આ ભોજનશાળાની વ્યવસ્થા અને દેખરેખ રાધનપુર, સમી, મુંજપુર, બોલેરા, લોલાડા, આદરીયાણા, ઝીંઝુવાડા, પંચાસર, સીતાપુર, ભદરાડા, વીરમગામ અને અમદાવાદના મળીને કુલ ૧૮ મેંબરોની બનેલી મેનેજીંગ કમિટી રાખે છે. જનરલ કમિટીના આશરે ૧૨૬ મેંબરો છે. મેનેજીંગ કમિટીના મેંબરો અવારનવાર અહીં આવીને જાતિ દેખરેખ રાખે છે. એનો વાર્ષિક હિસાબ અને રિપોર્ટ છપાય છે.

ગમે તે ભોગે પણ આ ભોજનશાળા ચાલુ રાખવાના કમિટીના નિર્ણયને લીધે, આ સંસ્થા પાસે જે ભંડોળ હતું તે, વિશ્વયુદ્ધની મોંઘવારીને લીધે, ૨-૩ વર્ષ પહેલાં ખલાસ થઈ ગયું, એટલે કમિટીના ભાવિક ૪-૫ સજ્જનોએ સમયનો ભોગ આપી, ગયા વરસમાં મુંબઇ જઈ, ફાળો કરી આશરે પચાસ હજારનું ભંડોળ કર્યું છે, જેનું વ્યાજ આશરે પંદરસો રૂપિયા ઊપજી શકે. જ્યારે આ વિશ્વયુદ્ધ અંગેની ભયંકર મોંઘવારી સાથે અનાજ વગેરે ખાદ્ય પદાર્થો ઉપરના કંટ્રોલને લીધે સીધું સામાન બિલકુલ નહીં મળતું હોવાના

કારણે દરેક યાત્રાળુઓને પ્રાયઃ ભોજનશાળામાં જ જમવું પડતું હોવાથી, ભોજનશાળાને વાર્ષિક પાંચ હજાર રૂપિયાનો ટોટો પડે છે. તેમાંથી વ્યાજની ઉપજ બાદ કરતાં, લગભગ સાડા ત્રણ હજારનો ટોટો રહે છે. માટે નિભાવ ફંડ ખાતામાં સહાયતાની જરૂર હોવાથી, ઉદાર દિલના મહાનુભાવોનું આ તરફ લક્ષ ખેંચવામાં આવે છે.

આ સંસ્થાને પોતાનું સ્વતંત્ર મકાન નથી. જે મકાનમાં આ સંસ્થા ચાલે છે, તે મકાન ઘણું સાંકડું પડતું હોવાથી ખાસ નવું સ્વતંત્ર મકાન બંધાવવાની જરૂર છે. તે માટે જગ્યા ખરીદી રાખી છે. તેમાં ભોજનશાળાને અનુકૂળ સગવડતાવાળું સ્વતંત્ર મકાન બંધાવવામાં આશરે વીશ હજાર રૂપિયાનો ખર્ચ થવાનો અંદાજ છે. આ માટે હજુ સુધી કોઈ પણ ભાગ્યશાળી દાનવીરની માગણી મળી નથી. કયા પુણ્યશાળી નરરત્નને આ લાભ મળવાનો હશે?

## પ્રકરણ ચૌદમું : બગીચા અને ગૌચર જમીન

**બગીચો (નં. ૧)—**

શંખેશ્વર ગામના ઉગમણા—પૂર્વદિશાના—ઝાંપામાં શંખેશ્વરજીના જૈન શ્વે૰ મૂ૰ કારખાના (કાર્યાલય)નો એક મોટો રાા વીઘાનો બગીચો છે, તેમાં ફૂલના રોપાઓ ઉપરાંત ફળનાં મોટાં વૃક્ષો પણ ઘણાં છે. તે સિવાય તેમાં નોકરોને રહેવા માટે મકાનો બનેલાં છે. અને કારખાનાનાં ઘોડા અને ઢોરો પણ અહીં રાખવામાં આવે છે. આ બગીચામાં જેટલાં ફૂલ થાય છે તે બધાં હમેશાં દેરાસરજીમાં આવે છે. આ બગીચામાં બારે માસ કોસ ચાલુ રહે એવો એક મોટો અને પાકો બાંધેલો કૂવો છે. પણ તેનું પાણી ખારું હોઈ પીવાના ઉપયોગમાં આવતું નથી; વૃક્ષો તથા ઢોરોના ઉપયોગમાં આવે છે. આ બગીચામાં પાકી બાંધેલી એક મોટી છત્રી છે. તે છત્રીની અંદર શિખરબંધી નાની દેરીમાં પાયચંદગચ્છના શ્રીહર્ષચંદ્રસૂરિ નામના શ્રીપૂજ્યનાં પગલાં જોડી ૧ છે. તેની ઉપર વિ. સં. ૧૯૧૯નો લેખ છે (જુઓ લેખ નં. ૬૨).

**બગીચો (નં. ૨)—**

ગામના આથમણા (પશ્ચિમ) ઝાંપાની નજીકમાં પણ કારખાનાના તાબાનો ચાર વીઘાનો એક બગીચો હતો,

પણ ત્યાંના કૂવામાં બગીચાને થાય તેટલું પૂરતું પાણી નહીં હોવાથી તે બગીચો કાઢી નાંખીને તે જમીન વિઘોટીથી ખેડૂતને ખેડવા માટે આપી દેવામાં આવે છે. તેની વાર્ષિક અમુક રકમ કારખાનાને મળે છે.

બગીચો (નં. ૩)—

શંખેશ્વર ગામની ઉત્તર દિશામાં, ખારસોલ તળાવના કિનારા ઉપર, ઝંડકૂવાની નજીકમાં, ગુલાબનાં ફૂલના રોપાવાળો અઢી વીઘાનો એક બગીચો છે. તે બગીચો એક સખી ગૃહસ્થે સં. ૧૯૯૭માં ખરીદીને શંખેશ્વરજીના કારખાનાને અર્પણ કર્યો છે. તેમાંથી હમેશાં ગુલાબ વગેરેનાં પુષ્પો પ્રભુજીને ચડાવવા માટે દેરાસરજીમાં આવે છે.

ગૌચર જમીન —

શંખેશ્વર ગામની ઉત્તર દિશા તરફના ઝાંપા બહાર, ખારસોલ તળાવની પાસે, ખંડીયા ગામના રસ્તા ઉપર, હાલમાં શંખેશ્વર કાર્યાલય (કારખાના)ની મંજૂરીથી ગામના ખેડૂતો જ્યાં ખળાં તૈયાર કરે છે, તે અને તેની પાસે જે પડતર જમીન છે તે 'ઊંટવાળીયા' ખેતરની છે. આ 'ઊંટવાળીયું' નામનું મોટું ખેતર અને તેની આસપાસની જમીન, રાજ્યનો કર ભરીને રાજ્યની મંજૂરીથી શેઠ ગણેશચન્દ્ર શાંતિદાસ, ઝાલા અમરાજી, ઝાલા રામદાસજી અને ગામના મુખી, પટેલો વગેરેની સાક્ષીથી, ગામના લોકોએ મળીને, શંખેશ્વરજીના દેરાસરને અર્પણ કરીને વિ. સં. ૧૭૨૨ના માઘ શુદિ ૨ને બુધવારે ગૌચર માટે છૂટી મૂકી છે.

આ મોટા વિસ્તારવાળી જમીનમાં છેટે છેટે 'સરઈ'ના

પાંચ પથ્થરો ખોડેલા છે, તેમાંથી ત્રણ 'સરઈ'ના લેખો મહા-
મહેનતે વાંચી, જેટલો ભાગ વંચાણો તેટલો ભાગ ઉતારી
લઈને, પહેલા પરિશિષ્ટમાં લેખાંક નં. ૬૩, ૬૪, ૬૫માં
આપેલ છે. બાકીની બે સરઈના લેખના અક્ષરો સાવ ઘસાઈ
ગયેલા હોવાથી વાંચી શકાણા નથી. તેમાં કોઈ બીજા ખેતર-
ને પણ ગૌચર માટે છૂટું મૂકયાનો ઉલ્લેખ હોવાની સંભાવના
થાય છે. ઉક્ત ત્રણ સરઈના લેખોની નકલો શેઠ જીવણ-
દાસ ગોડીદાસની પેઢી (કારખાના)માં પણ મોજૂદ છે.
આ નકલો કારખાનાના કાર્યવાહકોએ રાધનપુર સ્ટેટના
દફતરમાં કોઈ કાર્ય પ્રસંગે સં. ૧૯૫૦ના ફાગણ માસમાં
દાખલ કરેલ છે. આ ગૌચર જમીનની વિશેષ હકીકત જાણવા
માટે પરિશિષ્ટ ૧માં લેખાંક ૬૩, ૬૪, ૬૫ અને તેનું
ગુજરાતી અવલોકન જુઓ.

## પ્રકરણ પંદરમું : મેળા અને રાજ્યપ્રેમ

**મેળા —**

શ્રીશંખેશ્વર પાર્શ્વનાથના તીર્થના અંગે અહીં કાયમ ખાતે દર વર્ષે ત્રણ મોટા મેળા ભરાય છે: ૧ ચૈત્રી પૂનમનો, ૨ કાર્તકી પૂનમનો અને ૩ પોષ દશમી–માગશર વદિ ૧૦નો.

(૧) ઉપર્યુક્ત ત્રણે મેળામાં ચૈત્રી પૂનમનો મેળો સૌથી જબરદસ્ત ભરાય છે. આ મેળા ઉપર રાધનપુર અને પાટણથી સંઘો આવે છે, તે ઉપરાંત ગામેગામથી યાત્રાળુઓ આવે છે. આ મેળા પ્રસંગે મુનિરાજો અને સાધ્વીજીઓ પણ સારા પ્રમાણમાં આવે છે. આ મેળો સાર્વજનિક હોઈ જૈનો ઉપરાંત અઢારે વર્ણનાં મનુષ્યો આ મેળામાં માલ વેચવા અને ખરીદવા માટે આવે છે. તેઓ બધા પ્રેમ અને ભક્તિથી શંખેશ્વર પાર્શ્વનાથનાં દર્શન કરીને યથાશક્તિ ભેટ ચડાવે છે. આ મેળા ઉપર ગામના કે બહારગામના વેપારીઓ ગમે તેટલો માલ વેચવા માટે લાવે કે બહાર-ગામથી માલ મંગાવે, તો પણ તેનું દાણ (જગાત) રાજ્ય તરફથી માફ છે. તેમ જ આ મેળા ઉપર રાધનપુર સ્ટેટના મુખ્ય મેજિસ્ટ્રેટ સાહેબ, થાણદાર, ફોજદાર સાહેબ વગેરે

અમલદારો અને પોલીસ પાર્ટીઓ પણ આવે છે. સ્ટેટ તરફથી ચોકી–પહેરાનો સારો બંદોબસ્ત રહે છે.

આ મેળામાં ઘણી વાર જૈન કોમનું પાંચ–પાંચ હજાર માણુસ એકઠું થાય છે. આગળના સમયમાં તે કરતાંય વધારે માણુસ એકઠું થતું હશે એમ જણાય છે. કેમ કે, આ મેળા પ્રસંગે પહેલાં નવકારશી–સધર્મીવાત્સલ્યમાં શીરો, દાળ અને શેષવા–ઝાલર (ચણા–વાલ)નું જમણ થતું, તે વખતે ગઢવાળી–હાલ નવી થયેલી ધર્મશાળાના ચોકમાં વચ્ચે એક ઠેકાણે જમીનમાં ખાડો ખોદીને કુંડની પેઠે તેને ચૂનાબંધ ચણી લઈને પાકી કલઈ કરેલ છે, તેની અંદર શીરો તૈયાર કરીને ભરતા અને એ જ ધર્મશાળાની ઓસરીના કિનારે ૨–૩ ઘડીઓ–માટીની કોઠીઓ ચૂનાથી ચણી લીધેલી હતી, તેમાં શેષવા–ઝાલરનું શાક તૈયાર કરીને ભરતા તથા મોટાં રંગાડાંઓમાં દાળ રાંધીને ત્યાં–ચોકમાં મૂકી રાખતા, અને લોકો જમવા બેસે ત્યારે પીરસનારા એમાંથી લઈ લઈને પીરસતા. મતલબ કે પીરસનારાઓને શીરો વગેરે કોઈ પણ ચીજ કોઈ આગેવાનોના અંકુશ હેઠળથી લાવવી પડે એવું નહોતું. પીરસનારાઓ સ્વતઃ એ સ્થળેથી લાવી–લાવીને પીરસતા. પણ આગળના લોકો ભદ્રિક હોવા સાથે, કોઈનું બૂરું કરવામાં રાજી નહોતા; માલ વધારે લઈ લઈને પડતો મૂકીને બગાડ કરના નહોતા; પૈસા ખર્ચનારાઓને યશ મળે તેમાં તેઓ રાજી રહેતા. (આજકાલ જો આ પ્રમાણે માલ છૂટો મૂકી દીધો હોય તો લોકો માલનો ઘણો જ બગાડ કરે, ખાય થોડું ને બગાડે ઝાઝું અને પાછળના માણસોને કદાચ ભૂખ્યા રહેવાનો પણ સમય આવે.)

( ૨ ) કાર્તકી પૂનમના મેળામાં સાધુ–સાધ્વીઓ તો બહુ જ ઓછા પ્રમાણમાં આવી શકે; બહુમાં બહુ શંખેશ્વરજીથી સાત–આઠ ગાઉ સુધીનાં ગામો આદરીયાણા, ઝીંઝુવાડા, પંચાસર, મુંજપુર, હારીજ, સમી, દસાડા વગેરેમાં ચોમાસું રહેલ હોય એ જ આવી શકે. પરંતુ આ મેળામાં દર વર્ષે રાધનપુરનો સંઘ આવવા ઉપરાંત ગામોગામથી યાત્રાળુઓ સારી સંખ્યામાં આવે છે.

( ૩ ) પોષ દશમી–માગશર વદિ ૧૦ ને દિવસે શ્રીપાર્શ્વનાથ પ્રભુનું જન્મકલ્યાણક હોવાથી તે દિવસે પણ અહીં મેળો ભરાય છે. આ મેળામાં સાધુ–સાધ્વીઓ ઉપરાંત રાધનપુર, પાટણ, પાટડી, બજાણા, માંડળ, વીરમગામ તથા આસપાસનાં ગામોના તથા દેશાવરના યાત્રાળુઓ આવે છે. આમાં માંડળ, વીરમગામના યાત્રાળુઓ વિશેષ પ્રમાણમાં આવે છે.

તે દિવસે અહીં રાધનપુરવાળા શેઠ મણિલાલ મોતીલાલ મૂળજી તરફથી, છેલ્લાં બારેક વર્ષથી કાયમ ખાતે, નોકારશી થાય છે. આ નોકારશી કાયમી છે. તે માટે તેમણે રૂપિયા જૂદા કાઢીને પોતાના લઘુ બંધુ શેઠ સકરચંદભાઈને સોંપેલા છે. એટલે હાલમાં આ નોકારશીની વ્યવસ્થા શેઠ સકરચંદ ભાઈ મોતીલાલ મૂળજી કરે છે.

આ ત્રણે મેળાના દિવસોમાં શ્રી શત્રુંજય–પટદર્શન, રથયાત્રાના વરઘોડા, મોટી પૂજાઓ, આંગી, ભાવના–રાત્રિજાગરણ અને સધર્મીવાત્સલ્ય વગેરે ધાર્મિક કાર્યો, બંધારણ અને સગવડ પ્રમાણે, થાય છે. યાત્રાળુઓ તેમાં ભાગ લઈ પોતાના તે દિવસો ધર્મક્રિયામાં આનંદપૂર્વક પસાર કરે છે.

તેમ જ ચોમાસા સિવાયની દરેક માસની પૂનમને દિવસે આ તીર્થની અવશ્ય યાત્રા કરવી એવી પ્રતિજ્ઞાવાળા ઘણા માણસો હોઈ, આસપાસનાં ગામડાં, ગામો અને ઠેઠ અમદાવાદ વગેરે શહેરોમાંથી પણ યાત્રાળુઓ આ તીર્થના દર્શન-યાત્રા માટે ચોમાસા સિવાયનાં દર પૂનમે આવે છે. તેમાં ફાગણ શુદિ પૂનમ અને આષાઢી પૂનમને દિવસે આશરે પાંચસો પાંચસો માણસ અને બાકીની પૂનમોને દિવસે બસો બસો માણસ આવે છે. તેમાં પણ અમદાવાદનિવાસી શેઠ લાલભાઈ લલ્લા, શેઠ બચુભાઈ નથ્થુભાઈ ( ઈલેક્ટ્રીકવાળા ) અને સ્વ૦ શેઠ લલ્લુભાઈ ઘડિયાળી વગેરે કેટલાક ગૃહસ્થો તો ભર ચોમાસામાં, વરસાદ વરસતો હોય અને રસ્તા ખરાબ થઈ ગયા હોય તો પણ, બારે માસની દર પૂનમે આ તીર્થની યાત્રા કરવા અવશ્ય આવવું જ,–કોઈ અનિવાર્ય કારણથી એક પૂનમે ન આવી શકાયું હોય તો બીજી પૂનમે યાત્રા ન કરે ત્યાં સુધી એટલે એક મહિના સુધી ઘીનો ત્યાગ રહે, વચ્ચે યાત્રા કરવા આવી જાય તો પણ તે ગણતરીમાં ગણાય નહીં,–આવી પ્રતિજ્ઞાવાળા પણ છે. વળી કેટલાક સજ્જનો દર વર્ષે ત્રણ ચાર વાર આવવું, કેટલાક અમુક અમુક મેળા ઉપર અથવા અમુક દિવસે આવવું, ન અવાય તો ફરીવાર ન આવે ત્યાં સુધી ઘીનો ત્યાગ, આવી પ્રતિજ્ઞાવાળા પણ છે. અને તેઓ મુંબઈ જેટલે દૂરથી પણ વર્ષમાં ૩-૪ વખત અહીં યાત્રાર્થે આવે છે. આ ઉપરથી આ તીર્થનો પ્રભાવ કેટલો છે, અને લોકોનો આ તીર્થ પ્રત્યે કેટલો ભક્તિભાવ છે તે સ્પષ્ટ સમજાઈ શકે તેમ છે.

[illegible]

જૈન પર્વો-તહેવારોમાં પણ અહીં યાત્રાળુઓ સારા પ્રમાણ-માં એકઠા થાય છે.

રાજ્યપ્રેમ—

આ તીર્થ ઉપર રાજ્યનો-રાધનપુર સ્ટેટના બાબી કુટુંબના નવાબ સાહેબોનો ઘણો સારો પ્રેમ અગાઉથી જ ચાલ્યો આવે છે; રાજ્યની કોઈ પણ જાતની કનડગત નથી. નેક-નામદાર નવાબ સાહેબ શ્રીબીસમિલ્લા ખાનજી બાબી બહા-દુરનો આ તીર્થ પ્રત્યે જેવો પ્રેમ હતો તેવો જ પ્રેમ, બલકે તેથી પણ વધારે પ્રેમ, તેમના વારસદાર-તેમની પછી ગાદી પર આવેલા મહૂર્મ નેકનામદાર નવાબ સાહેબ સર મહમ્મદ શ્રીજલાલુદ્દીન ખાનજી બાબી બહાદુર, કે. સી. આઈ. ઈ. નો પણ હતો. આ બન્ને નવાબ સાહેબોએ તથા તેમના પૂર્વજોએ આ તીર્થને અમુક અમુક હક્કો આપેલા છે, તે આજ સુધી બરાબર પળાય છે. ઉપર્યુક્ત બન્ને નવાબ સાહેબો આ તીર્થ પ્રત્યે જેવી શુભ લાગણી રાખતા હતા, એવી જ લાગણી તેમની ગાદી પર આવેલા નેકનામદાર નવાબ સાહેબ શ્રી મૂર્તિજાખાનજી બાબી બહાદુર પણ રાખશે, એવી આશા રાખવામાં આવે છે. જેવી રીતે નામદાર નવાબ સાહેબો અને રાજ્યકુટુંબો આ તીર્થ પર શુભ લાગણીઓ ધરાવે છે, તેવી જ રીતે રાજ્યના નાનાથી મોટા અમલદારો પણ શુભ લાગણી ધરાવે છે. અમલદારો તરફથી પણ કોઈ પ્રકાર-ની કનડગત, હેરાનગતિ કે અથડામણી થતી નથી. ઈસ્લામ ધર્મવાળા નવાબ સાહેબોનું રાજ્ય હોય છતાં પણ, આ જૈન તીર્થ ઉપર રાજ્યનો આટલો પ્રેમ છે એ કાંઈ ઓછું ખુશી થવા જેવું નથી.

દાણ માફ—

જેમ ચૈત્રી પૂનમના મેળા ઉપર ગામના કે બહારગામના વેપારીઓ ગમે તેટલો માલ વેચવા માટે અહીં લાવે કે મંગાવે તો પણ તેનું દાણ–જકાત સર્વથા માફ છે, તેમ આ તીર્થને અંગે શેઠ જીવણદાસ ગોડીદાસની પેઢી (કાર્યાલય) દેરાસર, ધર્મશાળા, ઉપાશ્રય, કૂવા, ચબૂતરા, પેઢીનાં મકાનો વગેરે બંધાવવા કે સમરાવવા માટે; પૂજા–પાઠ માટે; જમણવાર માટે; આંગી માટે કે ફરનીચર માટે ગમે ત્યારે ગમે તેટલી કિંમતની ચીજો અહીંથી ખરીદે અથવા બહારગામથી મંગાવે તેનું દાણ કેટલાંય વર્ષોથી કાયમને માટે માફ છે. કારખાના ઉપર, કારખાનાના નોકરો ઉપર કે યાત્રાળુઓ ઉપર કોઈ જાતનો કરવેરો કે ટેક્સ નથી, કોઈ જાતની કનડગત નથી. શિકારની મનાઈ, મેળા ઉપર અમલદારોની હાજરી, રાજ્ય તરફથી ચોકીપહેરાનો સારામાં સારો બંદોબસ્ત વગેરે વગેરે બાબતો જ રાજ્યનો–સ્ટેટનો આ તીર્થ પ્રત્યે અપૂર્વ પ્રેમ હોવાનું સ્પષ્ટ રીતે બતાવી આપે છે.

તે ઉપરાંત, નામદાર નવાબ સાહેબો તરફથી કે સ્ટેટ તરફથી આ તીર્થને જમીન વગેરે કંઈ ને કંઈ બક્ષીસમાં પણ મળ્યું હશે જ, પરંતુ તે સંબંધી કંઈ પણ લેખો કે દસ્તાવેજો મને મળી શક્યા નહીં હોવાથી–ચોક્કસ માહિતી નહીં મળવાથી–તે બાબત અહીં વધારે વિગતથી રજૂ કરી શક્યો નથી. પરંતુ આ દેરાસરજીના મુખ્ય દરવાજામાં પ્રવેશ કરતાં પહેલાં, ઓસરીમાં ડાબી બાજુમાં કેસર–સુખડ ઘસવાની ઓરડી છે, તેની ઓસરીની પાસે દાનપત્રનો એક પથ્થર ચોટેલો

છે, તેમાં વિ. સં. ૧૮૨૪નો રાધનપુરના તે વખતના નવાબ સાહેબ ના. હસનખાનજીના પુત્ર ખાનરાણા શ્રી અલપખાનજી (?)ના વખતનો શિલાલેખ ખોદેલો છે, પણ તેના અક્ષરો ભોદિયા અને ઘસાઈ ગયેલા હોવાથી, મહેનત કરવા છતાં પણ, તે લેખ પૂરેપૂરો વાંચી શકાયો નથી. પરંતુ કાંઈક જમીન વગેરે ભેટ કર્યાનો અથવા તો દાણ–જકાત માફ કર્યાના દાનપત્રનો જ આ શિલાલેખ હોવો જોઈએ એમ જણાય છે. આ શિલાલેખ સંબંધી કંઈક વિશેષ જાણવું હોય તેમણે પરિશિષ્ટ ૧નો લેખાંક ૬૪ અને તેનું ગુજરાતી અવલોકન જોવું.

**શિકારની સખ્ત મનાઈ—**

શંખેશ્વર ગામની હદમાં કોઈ પણ જાતનો શિકાર કરવાનો નામદાર નવાબ સાહેબે સખ્ત મનાઈ હુકમ બહાર પાડેલો છે. તે અનુસાર નામદાર નવાબ સાહેબ પોતે અથવા તો તેમના કુટુંબના કોઈ પણ માણસો કે તેમના મહેમાનો પણ શંખેશ્વર ગામની હદમાં કોઇ પણ જાતનો શિકાર કરતા નથી, અને જે કોઈ શિકાર કરે તેને સજા કરવામાં આવે છે.

## પ્રકરણ સોળમું : વહીવટ અને વ્યવસ્થા

વહીવટ —

સૈકાઓ પહેલાં શંખેશ્વર ગામમાં શ્રાવકોની ઘણી વસ્તી હતી. જ્યારે શંખેશ્વર ગામમાં મોટા મોટા સૂરિવર્યો અનેક મુનિરાજો સાથે ચોમાસાં કરતા હતા, તે સમયમાં કેટલાક સૈકાઓ સુધી આ તીર્થનો વહીવટ શંખેશ્વર ગામનો જ સંઘ કરતો હશે, એમાં શક નથી. પછી મુસલમાની લડાઈઓના જમાનામાં અહીંની જૈન વસ્તી, લડાઇઓ વગેરેના ભયને લીધે નાસી જવાથી, ઘટી ગઈ હશે, એટલે ત્યારપછી આ તીર્થનો વહીવટ, નજીકમાં આવેલા પાટણ શહેરના સંઘના હાથમાં ગયો હોય તો ના નહીં. પરંતુ તે માટે કોઈ ગ્રંથ કે શિલાલેખનું પ્રમાણ મને મળ્યું નથી. ત્યારપછી આ તીર્થનો વહીવટ, શંખેશ્વર ગામ રાધનપુર સ્ટેટનું હોવાથી તથા રાધનપુરમાં જૈનોની વસ્તી ઘણી હોવાથી, રાધનપુરના સંઘને સોંપાયો અને ઘણાં વર્ષો સુધી તેમના હાથમાં રહ્યો. આ તીર્થનો વહીવટ રાધનપુરના સંઘને ક્યારે સોંપાયો, તે ચોક્કસ રીતે જાણવામાં આવ્યું નથી. પરંતુ છેલ્લાં લગભગ દોઢસો વર્ષોથી અહીંનો વહીવટ રાધનપુરના સંઘના હાથમાં હતો એ તો ચોક્કસ વાત છે. કેમ કે, 'ટાંકાવાળી' ધર્મશાળા-

ના વિ. સં. ૧૮૩૬ અને ૧૮૫૪ના શિલાલેખો (લેખ નં. ૫૯, ૬૦) માં તથા નવા દેરાસરના મુખ્ય દરવાજાની બહારની (શૃંગારચોકીની) ડાબી બાજુની દીવાલમાં ચોડેલા વિ. સં. ૧૮૬૮ના લેખ (લેખ નં. ૧૧) માં રાધનપુરના મશાલીયા તથા શાહ વગેરે કુટુંબના ગૃહસ્થોએ પોતાની દેખરેખથી 'ટાંકાવાળી' ધર્મશાળા કરાવ્યાનું અને નવા દેરાસરમાં જીર્ણોદ્ધારનું કામ કરાવ્યાનું લખ્યું છે. રાધનપુરના સંઘમાંથી ચુંટાયેલી ચોક્કસ માણસોની એક કમિટી આ તીર્થનો વહીવટ સંભાળતી, દેખરેખ રાખતી અને સમારકામ વગેરે કરાવતી; તેમાં પણ પાછળના સમયમાં મશાલીયા કુટુંબની આગેવાની હોય એમ જણાય છે. પછી મશાલીયા કુટુંબની સ્થિતિ નરમ પડવાના કારણે, અથવા કામ કરનાર આગેવાનો બહારગામ રહેવા જવાના કારણે, આ તીર્થનો ચાલુ વહીવટ તેમણે વિ. સં. ૧૯૫૮માં અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠ શ્રી. જમનાભાઈ ભગુભાઈને સોંપી[૭૩] દીધો. શેઠ જમનાભાઈએ થોડા સમયમાં

૭૩. રાધનપુરની કમિટીએ આ તીર્થનો ચાલુ વહીવટ, સિલક, અને સ્થાનિક મિલકત વગેરે બધું શ્રીયુત શેઠ જમનાભાઈ ભગુભાઈને સોંપી દીધું હતું. પરંતુ રાધનપુરની કમિટીની કાર્યવાહીના સમયનાં ચોપડા, દસ્તાવેજો, ખતપત્રો વગેરે બધું હજુ રાધનપુરમાં જ છે. તપાસ કરતાં તે હાલ ક્યાં–કોની પાસે–કયે ઠેકાણે છે?–તેનો પણ પત્તો નથી. તો એનો પત્તો લગાડીને જૂના ચોપડા, દસ્તાવેજો વગેરે પણ શંખેશ્વરજીની વર્તમાન કમિટીને સોંપી દેવા જોઈએ, કે જેથી વખત પર દસ્તાવેજો વગેરેની જરૂર પડે ત્યારે કામ લાગે.

સાંભળવા પ્રમાણે શંખેશ્વરજીના કારખાનાની માલિકીની કાંઈક સ્થાવર મિલકત–મકાનો રાધનપુરમાંની શ્રીસાગરગચ્છની પેઢીને

અમદાવાદના પ્રતિષ્ઠિત આઠ ગૃહસ્થોની એક કમિટી સ્થાપન કરીને આ તીર્થનો વહીવટ ઉક્ત કમિટીને સોંપી દીધો. પોતે પણ તે કમિટીમાં શામેલ હતા. ભોયણી તીર્થનો વહીવટ પણ એ જ કમિટીને સોંપાયો. ત્યારથી આજ સુધી અખંડપણે અમદાવાદની ઉક્ત કમિટી ભોયણીજી અને શંખેશ્વરજી, આ બન્ને તીર્થોનો વહીવટ કરે છે. પણ બન્ને તીર્થોનો વહીવટ, ચોપડા, સિલક અને હિસાબ અલગ અલગ રાખવામાં આવે છે. કમિટીના મેંબરો વારાફરતી અવાર-નવાર શંખેશ્વરજી આવે છે. કોઈ ખાસ મોટું કામ હોય તો ૨-૪ જણા સાથે મળીને આવે છે, અહીંની પેઢીના કામકાજ ઉપર તપાસ રાખે છે અને સુધારા-વધારા સૂચવે છે.

શંખેશ્વર તીર્થમાં મોટું કામ કરાવવા માટે, મોટી સહાયતા મોકલવા માટે અથવા તો શંખેશ્વરજીની સ્થાનિક પેઢી કે વ્યવસ્થા સબંધી કંઈ પણ નાની-મોટી ફરિયાદ કરવા માટે હેડ આફિસ ( કમિટી ) ઉપર લખવાની ઇચ્છા હોય તેમણે નીચેના સરનામે પત્રવ્યવહાર કરવો અથવા જાતે મળવું-

શ્રી શંખેશ્વરજી તીર્થનો વહીવટ કરનાર કમિટી,

ઠે. પરી વીરચંદ સૌભાગ્યચંદની પેઢી,

શેઠ મનસુખભાઈની પોળ, કાળુપુર, અમદાવાદ.

---

ઙન્તઠ છે. આ વાત જો સાચી હોય તો તે પણ તેમણે ચાલુ કમિટીને સોંપી દેવી જોઈએ, અથવા તો તેની પૂરેપૂરી માહિતી વર્તમાન કમિટીને આપવી જોઈએ.

વ્યવસ્થા —

આ તીર્થની સ્થાનિક સર્વ પ્રકારની દેખરેખ અને વ્યવસ્થા રાખવા માટે કાયમ ખાતે આ તીર્થમાં એક સ્થાનિક પેઢી રાખવામાં આવે છે, જેમાં એક મુખ્ય મુનીમ (મેનેજર) ઉપરાંત કોઠીદાર, વાસણ ગોદડાં કારકુન અને નામાદાર મળીને ૩-૪ ગુમાસ્તાઓ, ૩-૪ પૂજારીઓ, કેટલાક નોકરો તેમ જ કેટલાક સિપાઈઓ કાયમ ખાતે રાખવામાં આવે છે. આમાંથી જેને જેને જે જે કામ કમિટીએ અથવા મુખ્ય મુનીમે સોંપ્યું હોય છે, તે તે કામ તેઓ બજાવે છે. તેમાં જરૂર પ્રમાણે અવાર-નવાર ફેરબદલી પણ થયા કરે છે.

પેઢીનું નામ —

આ સ્થાનિક પેઢીનું નામ શેઠ જીવણદાસ ગોડીદાસ રાખવામાં આવ્યું છે. આ નામ ક્યારથી ચાલુ થયું છે ?–તે ચોક્કસ જાણવામાં આવ્યું નથી. પરંતુ ઉપર્યુક્ત સં. ૧૮૬૮ના (લે૦ નં. ૧૧ વાળા) શિલાલેખમાં જણાવ્યા પ્રમાણે રાધનપુરના રહેવાસી શાહ જીવણદાસ ગોડીદાસે પોતાની જાતિ દેખરેખથી, જયપુરના એક ગૃહસ્થે આપેલા પાંચ હજાર રૂપિયાથી, આ નવા દેરાસરનો જીર્ણોદ્ધાર–ફૂટયા તૂટયા કામની મરામત તથા જરૂરી નવું કામ કરાવ્યું હતું. આ ઉપરથી જણાય છે કે ઉક્ત શાહ જીવણદાસ ગોડીદાસ આ તીર્થની સેવા માટે હમેશાં રસ લેતા હશે–જાતિભોગ આપતા હશે, અને કદાચ તેમણે મરતી વખતે પોતાની બધી મિલકત, અથવા તો મિલકતનો મોટો ભાગ, આ તીર્થને અર્પણ કર્યો હશે, તેથી શ્રીસંઘે મળીને સ્થાનિક પેઢી સાથે તેમનું નામ

જોડી દીધું[૭૪] હશે. ત્યારથી એ નામ આજસુધી બરાબર ચાલ્યું આવે છે.

સગવડ —

અહીં આવનારાં સંઘો, યાત્રાળુઓ તથા સાધુ–સાધ્વીઓને સર્વ પ્રકારની સગવડ છે; કોઈ પણ પ્રકારે અગવડ પડે તેમ નથી. ધર્મશાળાઓ વિશાળ છે. અહીંના હવા-પાણી ઘણાં જ સારાં છે. ગામમાં થોડી દુકાનો હોવાથી જોઈતી ચીજ–વસ્તુઓ મળી શકે છે. તેમ જ ભોજનશાળા ચાલુ હોઈ યાત્રાળુઓને રસોઈ કરવાની કડાકૂટ પણ દૂર થઈ છે. ધર્મશાળામાં યાત્રાળુઓ ખુશીમાં આવે તેટલા દિવસો સુધી રહી શકે છે; વધારે દિવસો સુધી રહેનાર પાસેથી ભાડું લેવામાં આવતું નથી. ફુરસદનો વખત જ્ઞાન–ધ્યાનમાં અને પુસ્તકો વાંચવામાં કાઢવા માટે ઉપાશ્રય અને પુસ્તકાલયની સગવડ પણ કારખાના તરફથી કરેલ છે. હમેશાં નિયમિત રીતે ચોઘડિયાં વાગે છે. રાત–દિવસ ઘડિયાળના ડંકા ચોકીદારો વગાડે છે. હમેશાં સાંજે દેરાસરજીમાં દશાંગ અને કિન્નરનો ધૂપ તથા રોશની થાય છે. રાત્રે ભાવના બેસે છે. તેથી યાત્રાળુઓનાં મન અતિ પ્રફુલ્લિત અને હર્ષ વડે ઉલ્લસિત બને છે. કોઈ પણ જાતનું કામ હોય અથવા અગવડ હોય તો પેઢીમાં જઈને કહેવાથી તેની વ્યવસ્થા તેઓ કરી આપે છે. આ તીર્થમાં બાહ્ય અને આંતરિક શાંતિ સારી

૭૪. આવી રીતે ભાવનગરના શ્રીસંઘની પેઢી, રાધનપુરના વિજયગચ્છ સંઘની પેઢી વગેરે ઘણાં ગામોના સંઘની પેઢી સાથે અમુક અમુક વ્યક્તિનું નામ જોડાયેલ સાંભળ્યું છે.

સચવાય છે, માટે દરેક ભાવુક શ્રદ્ધાળુ મહાનુભાવને આ તીર્થની યાત્રા અવશ્ય કરવા ભલામણ છે.

સહાયતા મેળવવા માટે, આવવા-જવા માટે અગર હરકોઈ કામને અંગે, આ સ્થાનિક પેઢીની સાથે પત્રવ્યવહાર કરવા ઇચ્છનારે નીચેના સરનામાથી પત્રવ્યવહાર કરવો.

શેઠ જીવણદાસ ગોડીદાસની પેઢી
(શંખેશ્વરતીર્થનું કારખાનું)

મુકામ : શંખેશ્વર, પોસ્ટ આદ્રીઆણા,
સ્ટેશન ખારાઘોડા (કાઠિયાવાડ)

આવક-ખર્ચ —

આ તીર્થમાં દેરાસર ખાતે અને સાધારણ ખાતે વાર્ષિક આવક તથા ખર્ચ કેટલું થાય છે? તે માટે અમે શંખેશ્વર તીર્થની સ્થાનિક પેઢીને પુછાવ્યું હતું, પરંતુ આ પ્રશ્નનો જવાબ આપવાનું તેમની સત્તાની બહાર હોઈ, તેમણે કંઈ પણ ખુલાસો નહીં આપવાથી, મેં અમદાવાદની હેડ ઓફિસ-ને પત્રો લખીને પુછાવ્યું હતું. પરંતુ, સત્તાવાર વિગત પુસ્તકમાં પ્રગટ નહીં કરાવવાની ઇચ્છાથી કે ગમે તે કારણથી, તેમણે આ માટે કંઈ પણ ખુલાસો આપ્યો નથી. પરંતુ મેં પ્રયાસ કરીને બીજે ઠેકાણેથી તેનો ખુલાસો મેળવ્યો છે. જો કે તે સત્તાવાર ખુલાસો નથી, છતાં તે ઉપરથી અનુમાનથી ધોરણ બાંધી શકાય ખરું. તે ખુલાસો આ પ્રમાણે છે:

આ તીર્થમાં દેરાસર, સાધારણ વગેરે દરેક ખાતામાં થઈને એકંદર સરેરાશ વાર્ષિક આવક પચીશ હજાર રૂપિયાની

થાય છે, જ્યારે બધાં ખાતાંનું મળીને વાર્ષિક સરેરાશ ખર્ચ પંદર હજાર રૂપિયાનું છે, અને નીચે સખાવતમાં બતાવ્યા પ્રમાણે વાર્ષિક દસ હજારની કિંમતનાં આરસનાં પાટિયાં આ તીર્થ તરફથી અન્ય ગામોનાં દેરાસરોને અપાય છે. એટલે આવક અને ખર્ચનો સરવાળો લગભગ સરખો જ થઈ જાય છે. પરંતુ સાધારણ ખાતે તથા બગીચા ખાતે આવક થોડી અને ખર્ચ વધારે થાય છે. એટલે એ બન્ને ખાતામાં દર વર્ષે ટોટો પડે છે. એ ટોટાની રકમ તે બન્ને ખાતે બાકી લેણી ખેંચાતી જ આવતી હશે, એમ જણાય છે.

આ તીર્થમાં સ્થાનિક કે બહારગામની, સ્થાવર મિલકતની કે સહાયતાની કાયમી વાર્ષિક આવક ઘણે ભાગે કંઈ પણ નથી; જે કંઈ આવક છે તે માત્ર યાત્રાળુઓની જ છે. મતલબ કે આ તીર્થના નિભાવનો આધાર યાત્રાળુઓ ઉપર જ છે.

દેરાસર ખાતે ખર્ચ કરતાં થોડી આવક વધારે થાય છે, પણ તે બંધ કરવાની જરૂર નથી. કારણ કે, અહીંથી સાધન-સામગ્રી વિનાનાં ઘણાં ગામોનાં દેરાસરોને આરસનાં પાટિયાંની સહાયતા કરવામાં આવે છે. તે ઉપરાંત પણ જો વધારો રહેતો હોય તો શંખેશ્વરની આસપાસનાં ગામોનાં દેરાસરોમાં જે જે વસ્તુની જરૂર હોય તે આપવાની, અને જીર્ણોદ્ધારની જરૂર હોય તો તે પણ કરાવી આપવાની, આ તીર્થની વ્યવસ્થાપક કમિટીને ખાસ ભલામણ કરવામાં આવે છે.[૭૫]

---

૭૫. શંખેશ્વરની આસપાસનાં ઘણાં ગામોમાં અમે વિહાર કર્યો છે, તેમાંનાં કેટલાંક ગામોનાં દેરાસરોના જીર્ણોદ્ધારની તેમ જ કેટલાંક દેરાસરોમાં અમુક અમુક સાધનોની ખાસ જરૂર છે.

સાથે સાથે સાધારણ ખાતામાં અને બગીચા ખાતામાં દર વર્ષે જે ટોટો પડે છે, તે ટોટો હવેથી ન પડે તે માટે કાળજી રાખવા સમસ્ત યાત્રાળુઓનું ધ્યાન ખેંચવામાં આવે છે.

યાત્રાળુઓની સારી રીતે સગવડ સચવાય, દરેક કાર્યોની વ્યવસ્થા સુંદર રીતે થાય અને યાત્રાળુઓએ આપેલી રકમ-નો શીઘ્રતાથી સદુપયોગ થતો જોવામાં આવે, તો યાત્રાળુ-ઓની દાન કરવાની રુચિ વૃદ્ધિને પામે છે—પ્રફુલ્લિત થાય છે. આ બાબત સ્થાનિક અને વ્યવસ્થાપક કમિટીના કાર્ય-વાહકોએ ખાસ લક્ષમાં રાખવા જેવી છે.

**સખાવત —**

આ તીર્થમાં દેરાસરજી ખાતે થતી ઊપજમાંથી દર વર્ષે દસ હજાર રૂપિયાની કિંમતનાં આરસનાં પાટિયાં બહારગામનાં દેરાસરો માટે આપવાનું આ તીર્થની વ્યવસ્થા-પક કમિટીએ સંવત ૧૯૮૪થી ઠરાવ કરીને શરૂ કર્યું છે. જે જે ગામોના સંઘોની માગણી આવે છે ત્યાં કમિટી તરફથી મિસ્ત્રી મોકલીને ખાસ જરૂર હોય તે પ્રમાણે, તેમને આરસનાં પાટિયાં મોકલી આપવામાં આવે છે. જેમને ખાસ જરૂર હોય તેમણે અમદાવાદની હેડ ઓફિસ ઉપર અરજી કરવી જોઈએ.

ગામમાંથી લૂલાં–લંગડા–ખોડાં ઢોર તથા જે કંઈ પશુ-પક્ષીઓ આવે છે તેમની, પાંજરાપોળ તરીકે, કારખાના તરફથી સારવાર અને રક્ષા કરવામાં આવે છે.

હમેશાં કબૂતર વગેરે પંખીઓને અનાજ નંખાય છે, અને કૂતરાંઓને દરરોજ રોટલા નાખવામાં આવે છે; આ વગેરે જીવદયાનાં કાર્યો પેઢી તરફથી હમેશાં થતાં રહે છે.

જરૂરિયાત—

આ તીર્થમાં નીચેની બાબતોની ખાસ જરૂરિયાત છે—

(૧) જેમ પુરુષોને ધર્મકરણી કરવા માટે અલાયદા ઉપાશ્રયની સગવડ થઈ છે, તેવી જ રીતે સ્ત્રીઓને ધર્મક્રિયા કરવા માટે ખાસ અલાયદો ઉપાશ્રય થવાની ઘણી જરૂર છે, કે જેમાં સાધ્વીજીઓ, યાત્રાળુ–ગૃહસ્થોથી જરા અલગ અને નિઃસંકોચ રીતે, શાંતિથી ઊતરી શકે.

(૨) આ તીર્થ મહિમાવંતુ હોવાથી તથા અહીંનાં હવા–પાણી સારાં હોવાથી ઘણા દરદીઓ પણ અહીં તબિયત સુધારવા સાથે તીર્થયાત્રાનો લાભ લેવા માટે આવે છે. તેઓને માટે એક જુદા જ સેનેટેરિયમની ખાસ અગત્ય છે. જો એક સેનેટેરિયમ જુદું હોય તો તેનાથી બીજા યાત્રાળુઓની તબિયત બગડવાનો કે ચેપી રોગ લાગુ થવાનો ભય ઓછો થઈ જાય અને દરદી સ્વધર્મી બંધુઓની તબિયત જલદીથી સારી થઈ જાય. માટે અહીં આવું એક સેનેટેરિયમ થવાની ખાસ અગત્ય જણાય છે.

(૩) યાત્રાળુઓનાં ગાડાંના બળદો છાયામાં બેસી શકે એવું કંઈ પણ સ્થાન નથી. આથમણા ઝાંપામાં એવું કોઈ ઝાડ પણ નથી કે જેની છાયામાં બળદો બેસી શકે. ઉનાળાની ઋતુમાં આખો દિવસ બળદોને સખ્ત તડકામાં બેસી રહેવું પડે છે, એ ત્રાસ જોયો જતો નથી. માટે નવી ધર્મશાળાની આસપાસમાં યાત્રાળુઓનાં ગાડાંના બળદો તથા ઊંટ, ઘોડા વગેરેને બેસવા માટે છાપરાં થવાની ખાસ આવશ્યકતા છે.

(૪) પંચાસરવાળાની ધર્મશાળાને છેડે, તેની પાસેના

ગઢના કોઠાની પાસે, ધર્મશાળાનું મેડીબંધ એક મકાન જીર્ણ થઈ ગયેલું હતું તેને પાડીને તે જગ્યાએ ત્રણ ઓરડાવાળું મેડીબંધ પાકું મકાન કારખાના તરફથી બંધાયું છે. તે ઓરડાઓ ઉપર સહાયતા આપીને આરસની તકતી લગાવવા માટે સહાયકોની જરૂર છે.

(૫) દર વર્ષે સાધારણ ખાતે અને બગીચા ખાતે ટોટો ન પડે એવી કંઈ કાયમી આવક થાય તેવી વ્યવસ્થા થવાની જરૂર છે.

ઉપર લખેલી પાંચ બાબતો તરફ વ્યવસ્થાપક કમિટીના મેંબરો તેમ જ ઉદાર દિલના સખી ગૃહસ્થો સત્વર ધ્યાન આપશે એવી સંપૂર્ણ આશા રાખવામાં આવે છે. કાર્યવાહકો કાર્યો કરાવી લેવા તૈયાર જ હોય, પણ તેનો બધો આધાર ભાગ્યશાળી દાની પુરુષોની ઉદાર સહાયતા ઉપર જ રહે છે. કેમ કે, પેઢીમાં તો હમેશાં સાધારણ ખાતે ટોટો જ ચાલ્યો આવે છે, એટલે આર્થિક સહાયતા મળ્યા સિવાય પેઢી આ કાર્યો કરાવી ન શકે એ સ્વાભાવિક છે. માટે ઉદાર દિલના સખી ગૃહસ્થોએ ઉપરનાં કાર્યો કરાવવા માટે આર્થિક સહાયતા કરવાની ખાસ જરૂર છે.

જરૂરિયાત—

આ તીર્થમાં નીચેની બાબતોની ખાસ જરૂરિયાત છે—

(૧) જેમ પુરુષોને ધર્મકરણી કરવા માટે અલાયદા ઉપાશ્રયની સગવડ થઈ છે, તેવી જ રીતે સ્ત્રીઓને ધર્મક્રિયા કરવા માટે ખાસ અલાયદો ઉપાશ્રય થવાની ઘણી જરૂર છે, કે જેમાં સાધ્વીજીઓ, યાત્રાળુ–ગૃહસ્થોથી જરા અલગ અને નિઃસંકોચ રીતે, શાંતિથી ઊતરી શકે.

(૨) આ તીર્થ મહિમાવંતુ હોવાથી તથા અહીંનાં હવા–પાણી સારાં હોવાથી ઘણા દરદીઓ પણ અહીં તબિયત સુધારવા સાથે તીર્થયાત્રાનો લાભ લેવા માટે આવે છે. તેઓને માટે એક જુદા જ સેનેટેરિયમની ખાસ અગત્ય છે. જો એક સેનેટેરિયમ જુદું હોય તો તેનાથી બીજા યાત્રાળુઓની તબિયત બગડવાનો કે ચેપી રોગ લાગુ થવાનો ભય ઓછો થઈ જાય અને દરદી સ્વધર્મી બંધુઓની તબિયત જલદીથી સારી થઈ જાય. માટે અહીં આવું એક સેનેટેરિયમ થવાની ખાસ અગત્ય જણાય છે.

(૩) યાત્રાળુઓનાં ગાડાંના બળદો છાયામાં બેસી શકે એવું કંઈ પણ સ્થાન નથી. આથમણા ઝાંપામાં એવું કોઈ ઝાડ પણ નથી કે જેની છાયામાં બળદો બેસી શકે. ઉનાળાની ઋતુમાં આખો દિવસ બળદોને સખ્ત તડકામાં બેસી રહેવું પડે છે, એ ત્રાસ જોયો જતો નથી. માટે નવી ધર્મશાળાની આસપાસમાં યાત્રાળુઓનાં ગાડાંના બળદો તથા ઊંટ, ઘોડા વગેરેને બેસવા માટે છાપરાં થવાની ખાસ આવશ્યકતા છે.

(૪) પંચાસરવાળાની ધર્મશાળાને છેડે, તેની પાસેના

ગઢના કોઠાની પાસે, ધર્મશાળાનું મેડીબંધ એક મકાન જીર્ણ થઈ ગયેલું હતું તેને પાડીને તે જગ્યાએ ત્રણ ઓરડાવાળું મેડીબંધ પાકું મકાન કારખાના તરફથી બંધાયું છે. તે ઓરડાઓ ઉપર સહાયતા આપીને આરસની તકતી લગાવવા માટે સહાયકોની જરૂર છે.

(૫) દર વર્ષે સાધારણ ખાતે અને બગીચા ખાતે ટોટો ન પડે એવી કંઈ કાયમી આવક થાય તેવી વ્યવસ્થા થવાની જરૂર છે.

ઉપર લખેલી પાંચ બાબતો તરફ વ્યવસ્થાપક કમિટીના મેંબરો તેમ જ ઉદાર દિલના સખી ગૃહસ્થો સત્વર ધ્યાન આપશે એવી સંપૂર્ણ આશા રાખવામાં આવે છે. કાર્યવાહકો કાર્યો કરાવી લેવા તૈયાર જ હોય, પણ તેનો બધો આધાર ભાગ્યશાળી દાની પુરુષોની ઉદાર સહાયતા ઉપર જ રહે છે. કેમ કે, પેઢીમાં તો હમેશાં સાધારણ ખાતે ટોટો જ ચાલ્યો આવે છે, એટલે આર્થિક સહાયતા મળ્યા સિવાય પેઢી આ કાર્યો કરાવી ન શકે એ સ્વાભાવિક છે. માટે ઉદાર દિલના સખી ગૃહસ્થોએ ઉપરનાં કાર્યો કરાવવા માટે આર્થિક સહાયતા કરવાની ખાસ જરૂર છે.

## પ્રકરણ સત્તરમું : શંખેશ્વરતીર્થની પંચતીર્થી

રાધનપુર, સમી, મુંજપુર, વડગામ તીર્થ અને ઉપરીયાળા તીર્થ–આ પાંચ ગામોને શંખેશ્વરજીની પંચતીર્થી કહી શકાય છે. તેમાં ઉપરીયાળા અને વડગામ તો તીર્થ જ છે, જ્યારે રાધનપુર, સમી અને મુંજપુર તથા તે ઉપરાંત રસ્તામાં આવતાં બીજા પંચાસર, માંડળ, પાટડી વગેરે ગામો પણ તીર્થસ્વરૂપ અને પ્રાચીન હોઈ સમકિતને નિર્મળ કરવા ઇચ્છનાર તીર્થપ્રેમી ભવ્યાત્માઓએ, આ પંચતીર્થીની યાત્રા અવશ્ય કરવા લાયક છે. શંખેશ્વરથી એક વાર ઉત્તર દિશામાં અને એક વાર દક્ષિણ દિશામાં ચક્કર લગાવવાથી ઉપર્યુક્ત પંચતીર્થી અને રસ્તામાં આવતાં ગામોનાં જિનમંદિરોની યાત્રા થઈ જાય છે. તેનો રસ્તો નીચે બતાવેલ અનુક્રમ પ્રમાણે લેવાથી બહુ સુગમતાવાળો થઈ પડશે.

### ( ચક્કર પહેલું–ઉત્તર દિશાનું )

શંખેશ્વરથી ઈશાન ખૂણામાં મુંજપુર[૭૬] માઈલ ૬॥

૭૬. મુંજપુરની હકીકત માટે આ પુસ્તકનું પૃ. ૧૮ મું અને પૃ. ૧૦૫ની ૬૬મી ફુટનોટ જુઓ. આ મુંજપુર, મુંજરાજાએ વિ. સં. ૧૩૦૧માં વસાવ્યું છે. અહીં વિ. સં. ૧૬૬૬માં જોટીંગા પાર્શ્વનાથ મૂળનાયક હતા. અહીંના રહેવાસી વોરા સાજણે શંખેશ્વરજીના જૂના દેરાસરની ભમતીમાં વિ. સં. ૧૬૭૨માં મોટો ગભારો બંધાવ્યો હતો. (જુઓ પરિશિષ્ટ ૧, લેખાંક ૫૫.)

| | | | |
|---|---|---|---|
| મુંજપુરથી | વાયવ્ય ખૂણામાં | સમી[૭૭] | માઈલ ૮ |
| સમીથી | વાયવ્ય ખૂણામાં વરાણા થઈને માંડવી[૭૮] | | ,, ૭॥ |
| માંડવીથી | ,, ,, | બનાસ નદી ઊતરીને મસાલી[૭૯] | ૩ |
| મસાલીથી | ,, ,, | રાધનપુર[૮૦] | ,, ૫ |

૭૭. સમીની હકીકત માટે આ પુસ્તકનું પૃ. ૧૭મું અને ૧૧મી ફુટનોટ જુઓ.

૭૮. માંડવીમાં દશા શ્રીમાળી શ્રાવકોનાં ચાર ઘર છે. દેરાસર, ઉપાશ્રય વગેરે નથી. દર્શન માટે ફોટાની ઓરડી રાખેલ છે. સાધુ–સાધ્વીજીઓને શ્રાવકોના મકાનમાં ઊતરવાની સગવડ કરી આપે છે. સમી અને વરાણા વચ્ચે કુમારિકા (સરસ્વતી) નદી આવે છે.

૭૯. મસાલીમાં દેરાસર ૧, ઉપાશ્રય ૧ અને દશા શ્રીમાળી શ્રાવકનું ઘર ૧ છે. સમીથી વરાણા થઈને (માંડવી છોડીને) પરભાર્યાં મસાલી જવાથી અરધો માઇલ ઓછું થાય છે. વરાણામાં શ્રાવકોનાં ઘર વગેરે કાંઈ નથી. પરંતુ સાધુ–સાધ્વીઓને રાતવાસો રહેવા માટે જગ્યા મળી શકે છે. પણ સમીથી માંડવી થઈને મસાલી જવું વધારે સારું છે. માંડવીથી ખરચલીયા થઈને રાધનપુર જવાથી અરધો માઈલ ઓછું થાય છે, પરંતુ માંડવીથી મસાલી થઈને રાધનપુર જવાનો રસ્તો સારો હોઈ એ જ રસ્તે જવું વધારે ઠીક છે.

૮૦. રાધનપુર માટે આ પુસ્તકનું પૃ. ૧૮ અને તેની ફુટનોટ જુઓ. અંચલગચ્છીય બૃહત્ પટ્ટાવલી, ભાષાન્તર પૃ. ૧૨૯માં લખ્યું છે કે: રાધનપુરમાં શ્રીજયસંઘસૂરિજીએ વિ. સં. ૧૧૪૬ના પોષ શુદિ ૩ ને દિવસે ગોદુહને દીક્ષા આપીને તેમનું નામ આર્ય રક્ષિત આપ્યું. (આ સંવતમાં કદાચ ફરક હશે, અથવા તો તે

સંવતમાં રાધનપુર વસેલું નહોતું, પરંતુ તે સ્થાને પહેલાં જે ગામ હશે, ત્યાં આ બનાવ બન્યો હશે, એમ લાગે છે.)

વિ. સં. ૧૭૨૧માં રાધનપુરમાં જેટલાં મંદિરો હતાં, તે બધાંમાં મળીને કુલ ૪૦૦ જિનમૂર્તિઓ હતી.

અહીં ગામ બહાર વરખડીનું દેરાસર છે, તેમાં શ્રીગોડીપાર્શ્વ પ્રભુની પાદુકા સહિત દેરી છે. આ સ્થાન ઘણું જ પ્રાચીન, ચમત્કારિક અને પ્રાભાવિક છે.

પં. શ્રીરૂપવિજયજી કવિવરના પ્રશિષ્ય મુનિ નેમવિજયજીએ વિ. સં. ૧૮૭૭ ભાદરવા શુદિ ૧૩ રચી પૂર્ણ કરેલ શ્રીગોડી પાર્શ્વનાથનાં તથા મેઘાકાજળના ઢાળિયાંમાં લખ્યું છે કે–(હાલ સિંધ–હૈદ્રાબાદ જિલ્લામાં આવેલ) થરપારકર તાલુકાના ભુદેસર ગામમાં કાજળશાહ અને મેઘાશાહ રહેતા હતા. એક વખતે કાજળશાહે પોતાના બનેવી મેઘાશાહને પોતાના ભાગમાં વ્યાપાર કરવા માટે ઘણું કરિયાણું આપીને ગુજરાતના પાટણ શહેર તરફ મોકલ્યો. ત્યાં ક્રય–વિક્રય કરી, ઘણો લાભ મેળવી, નવું કરિયાણું લઈ, સ્વદેશ તરફ જવાની તૈયારી કરતાં, શાસનદેવે આપેલા સ્વપ્નના આધારે એક મુસલમાન પાસેથી પાંચસો રૂપિયામાં શ્રીગોડીપાર્શ્વનાથની મૂર્ત્તિ ખરીદી લઈ, તેને એક ઊંટ ઉપર રૂની વરકી (બોરા) માં સંભાળપૂર્વક મૂકીને સાથે લઈ પ્રયાણ કર્યું. માર્ગમાં રાધનપુર ગામના ભીલોટી દરવાજા બહાર ઉપર્યુક્ત સ્થાન પાસે મુકામ કર્યો. સ્ટેટના દાણી દાણ લેવા માટે આવી ઊંટોની ગણતરી કરવા લાગ્યા. વારંવાર ગણતરી કરવા છતાં સરખી સંખ્યા આવે જ નહીં; ઓછી–વધુ થયા કરે. દાણી અને અમલદારો હેરાન થઈ ગયા. આ ચમત્કાર શ્રીગોડીજીની મૂર્ત્તિનો છે, એમ જાણીને સૌ લોકોને ઘણું જ આશ્ચર્ય થયું. સ્ટેટે દાણ માફ કર્યું. જૈન–અજૈન તમામ ધર્મ અને અઢારે

વર્ણના લોકો પ્રભુજીનાં દર્શન કરી ઘણા જ આનંદિત થયા. જે વરખડી (પીલુડી) ના વૃક્ષ નીચે પ્રભુજીને પધરાવીને સૌને દર્શન કરાવ્યાં હતાં, એ જ સ્થળે મોટો ચોતરો બંધાવી તેના ઉપર દેરી કરાવી તેમાં ગોડી પાર્શ્વનાથની ચરણપાદુકા પધરાવી, તેની શુભ મુહૂર્તે રાધનપુરના સંઘે પ્રતિષ્ઠા કરાવી. મેઘાશાહ ત્યાંથી જલદી જલદી પ્રયાણ કરી સ્વગામ ભુંદેસર પહોંચ્યા. રસ્તામાં જ્યાં જ્યાં મુકામ કર્યાં હતા ત્યાં ત્યાં, એવા એવા અનેક ચમત્કારો થવાથી તે દરેક સ્થળે, ગોડીજીનાં પગલાંની સ્થાપના થઈ છે. ભુંદેસરમાં ભાગ વહેંચતાં તે મૂર્ત્તિ કાજળશાહે મેઘાશાહને તેના ભાગમાં આપી. તેમણે ૧૨ વર્ષ સુધી ત્યાં પૂજી. પછી શાસનદેવના સ્વપ્ન અનુસારે જંગલમાં સં. ૧૪૩૨માં ગોડીપુર ગામ વસાવી, ત્યાં ભવ્ય જિનાલય બંધાવી, તેમાં ઉક્ત શ્રીગોડીપાર્શ્વનાથની મૂર્ત્તિ પધરાવીને તેની પ્રતિષ્ઠા વિ. સં. ૧૪૪૪માં કરાવી. આ ઉપરથી રાધનપુરમાં ઉક્ત ચમત્કાર સં. ૧૪૨૦ની આસપાસમાં બન્યો હોઈ અને એ જ અરસામાં ચરણપાદુકાની સ્થાપના થયેલ હોઈ, આ સ્થાન એટલું પ્રાચીન હોય એમ લાગે છે. ત્યારપછી આ દેરીનો સમયે સમયે જીર્ણોદ્ધાર થયો હોય એ સંભવિત છે.

'જૈન સાહિત્ય સંશોધક' ભા૦ ૧, અંક બીજામાં તથા શ્રીયુત પૂરણચંદ્રજી નાહરના 'જેસલમેરના શિલાલેખ સંગ્રહ' માં લેખાંક ૨૫૩૦, પ્રશસ્તિ નં. ૧ માં લખ્યું છે કે—જેસલમેરનિવાસી ખરતરગચ્છીય, બાફણાગોત્રીય, શા. ગુમાનચંદજીના પુત્રો શા. બાદરમલ્લજી વગેરે પાંચ ભાઈઓએ જેસલમેર, ઉદયપુર અને કોટાથી જબરદસ્ત સંઘ કાઢયો હતો. તે સંઘ પાલીથી સં. ૧૮૯૧ના માઘ શુદિ ૧૩ રવાના થઈ, શત્રુંજય–ગિરિનાર આદિ અનેક તીર્થોની યાત્રા કરીને, શંખેશ્વરજી થઈને, અષાડ માસમાં રાધનપુર આવ્યો હતો. ભીલોટી દરવાજા બહાર સંઘે પડાવ નાંખ્યો હતો. આ સંઘ સિદ્ધાચલજી ગયેલો ત્યારે ત્યાં અઢી લાખ યાત્રાળુઓ ભેગા થયા

હતા. આ સંઘ બહુ જ મોટો હતો, તેમાં હજારો માણસો, હજારો ગાડાં, હજારો સવારો, હજારો ઊંટો, હજારો ચોકીદારો, અનેક હાથીઓ, અનેક પાલખીઓ, અનેક મ્યાના, અનેક રથો વગેરે બહુ સામગ્રી હતી.

(આ અરસામાં જ ગોડીજીની મૂર્ત્તિ રાધનપુરમાં પ્રગટ થઈ હશે એમ જણાય છે.) આ સંઘ રાધનપુર આવેલો એ જ વખતે એક અંગ્રેજ પણ શ્રીગોડીજીનાં દર્શન કરવા માટે રાધનપુર આવેલ. રાધનપુરમાં એ વખતે પાણીની બહુ જ ખેંચ હતી. શ્રીગોડીજીના પ્રભાવથી ગેવાઉ નામની નદી નવી નીકળી. વહેતું પાણી પૂરતા પ્રમાણમાં મળવાથી સંઘમાં અને ગામમાં બધાને શાંતિ થઈ. સંઘવી-એ શ્રીગોડીજી પાર્શ્વપ્રભુની મૂર્ત્તિને હાથીની અંબાડીમાં પધરાવીને અત્યંત ધામધૂમથી મોટો વરઘોડો કાઢી, તે વરઘોડાને લાગલાગટ સાત દિવસ સુધી રાધનપુરમાં ફેરવીને, તમામ મનુષ્યોને ગોડી-જીનાં દર્શન કરાવ્યાં. તે વખતે વરઘોડામાં પ્રભુજીના વધાવાના સાડા ત્રણ લાખ રૂ. આવ્યા. જમણવારો ઘણા જ થયા. અહીં સંઘ સવા મહિના સુધી રોકાયો. સંઘવીએ મોટા પાકા ચોતરા ઉપરની શ્રી-ગોડી પાર્શ્વનાથની ચરણ પાદુકાવાળી આ દેરીનો જીર્ણોદ્ધાર કરાવ્યો, અને ગોડીજીનો ખૂબ મહિમા વિસ્તર્યો-વધ્યો. ઉક્ત પ્રશસ્તિમાં આ સંઘનું બહુ જ વિસ્તારથી વર્ણન આપેલું છે. આવો સંઘ વીસમી સદીમાં તો એક પણ નીકળ્યો નહીં હોય તેમ મને લાગે છે. ગામે-ગામનાં તમામ દેરાસરોની પ્રતિમાઓને આભૂષણો ચડાવાતાં. અનેક મહારાજા અને મહારાણાઓ સંઘવીના પાલ (તંબુ)માં સંઘવીને ભેટવા જતા હતા. તેમને સંઘવી હાથી, ઘોડા અને સુંદર પોષાકની ભેટો આપતા હતા. સાધર્મી બંધુઓની ભક્તિ માટે તો કહેવું જ શું ? તેમાં તો કોઈ વાતની ખામી જ નહોતી. હમેશાં સધર્મીવાત્સલ્યો, પ્રભાવના, લહેણી, પહેરામણી થયા જ કરતી હતી.

રાધનપુરથી દક્ષિણમાં બનાસ નદી ઊતરીને
ગોચનાથ[૮૧] માઈલ ૫
ગોચનાથથી દક્ષિણમાં કનીજ[૮૨] માઈલ ૫
કનીજથી દક્ષિણમાં દુધખા[૮૩] માઇલ ૫

૮૧. ગોચનાથમાં વીશા શ્રીમાળી શ્રાવકોનાં ત્રણ ઘર છે. દેરાસર નથી. ઉપાશ્રય નવો થયો છે. રાધનપુરથી ગોચનાથ આવતાં ગોચનાથ પાસે જ બનાસ નદી ઊતરવી પડે છે. ચોમાસામાં વરસાદ થઈ ગયા પછી નદી ઊતરવી બહુ મુસ્કેલ થઈ પડે છે. માઘ મહિના સુધી થોડું થોડું પાણી વહેતું હોય છે.

૮૨. કનીજમાં શ્રાવકોનાં ઘર બે છે, દેરાસર કે ઉપાશ્રય નથી. અહીંથી નાયકા અને દુધખા જતાં માર્ગમાં અધવચ્ચે કુમારિકા (સરસ્વતી) નદી આવે છે. તેમાં શિયાળા સુધી થોડું થોડું પાણી વહેતું રહે છે. કનીજથી નાયકા થઈને દુધખા જવાથી બે માઇલ વધારે થાય, પરંતુ નાયકાના દેરાસરનાં દર્શનનો લાભ મળી શકે. નાયકામાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું ઘુંમટબંધી દેરાસર ૧, ઉપાશ્રય ૧ અને દશા શ્રીમાળી શ્રાવકોનાં ઘર ૯ છે. દેરાસરનો જીર્ણોદ્ધાર નવેસરથી હાલમાં થયો છે, પણ હજું થોડું કામ અધૂરું છે.

૮૩. દૂધખામાં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનનું શિખરબંધી દેરાસર ૧, ઉપાશ્રય ૧, ધર્મશાળા ૧ અને શ્રાવકોનાં ઘર ૫ છે. એવી દંતકથા છે કે—મૂળનાયકજીની આ મૂર્ત્તિ આઠસો વર્ષ પહેલાં એક સથવારાના ઘરમાંથી પાયો ખોદતાં પ્રગટ થઈ હતી. તે વખતે નવું દેરાસર કરાવીને તેમાં તે પ્રતિમાજી પધરાવ્યા પછી, આઠસો વર્ષ બાદ, આ વખતે તેનો નવેસરથી જીર્ણોદ્ધાર થયો છે. રાધનપુરવાળા શેઠ મોતીલાલ મૂળજીભાઈની ખંત ભરી શુભ લાગણી અને સતત પ્રયાસથી આ દેરાસરનો વીશ વર્ષ પહેલાં આમૂલચૂલ—નવેસરથી જીર્ણોદ્ધાર તેમની દેખરેખથી થયો છે. તેમાં પોતાના તરફ—

| ફુલપખાથી | અગ્નિ ખૂણામાં મેમણા[૮૪] | ખીજડીયાલી[૮૫] | |
|---|---|---|---|
| ખંડીયા | થઈને | શંખેશ્વર | ગાઉ ૧૧ |

શંખેશ્વરથી રાધનપુર જવાનો અને ત્યાંથી પાછા શંખેશ્વર આવવાનો ઉપર જણાવ્યો છે તે માર્ગ ગાડા રસ્તાનો છે. પરંતુ જેમને ગાડા માર્ગે ન જવું હોય અને મોટર સર્વીસના ખટારા દ્વારા જ જવું હોય, તેઓ શંખેશ્વરથી રાધનપુર જવાના ખટારા મારફતે મુંજપુર અને સમીની યાત્રા કરી, રાધનપુર જઈ, ત્યાંની યાત્રા કરીને એ જ રસ્તે ખટારા મારફતે પાછા શંખેશ્વર આવી શકે છે.

---

થી તથા બીજા સખી ગૃહસ્થો પાસેથી સહાયતા મેળવીને તેમણે લગભગ અઢાર હજાર રૂપિયા ખરચ્યા છે. તેની મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરાવીને તેમાં વિ. સં. ૧૯૭૮ના વૈશાખ શુદિ ૩ને દિવસે મૂળનાયકજીને તેમણે બિરાજમાન કર્યા છે. ગામના પ્રમાણમાં દેરાસર મોટું, ભવ્ય અને શિખરબંધી છે. મૂ.ના.જીની મૂર્તિ ફરતું આરસનું પ્રાચીન પરિકર છે. તે પરિકરમાં ભગવાનની બેઠી આકૃતિની ૨૪ મૂર્તિઓ સુંદર રીતે ગોઠવીને કોતરેલી છે. પરિકર સહિત મૂ.ના.જીની આ મૂર્તિ અને આ ગામ પણ પ્રાચીન જણાય છે. અત્યારે પણ આ દેરાસરનો વહીવટ અને દેખરેખ રાધનપુરવાળા શેઠ શકરચંદ મોતીલાલ મૂળજીભાઈ રાખે છે. દેરાસરના ગઢના એક કોઠામાં નીચે દેરાસરજીનો તથા સંઘનો સામાન રહે છે, અને તેની ઉપર પુસ્તકો વગેરે રાખેલ છે.

૮૪. મેમણામાં શ્રાવકનું ઘર, દેરાસર, ઉપાશ્રય વગેરે કંઈ પણ નથી.

૮૫. ખીજડીયાલીમાં પહેલાં દેરાસર તથા ઉપાશ્રય હતો, પણ શ્રાવકોની વસ્તી ઘટી જવાથી થોડાંક વર્ષો પહેલાં અહીંનું દેરાસર વધાવી લીધેલ છે. પછી સાર-સંભાળ નહીં રાખવાથી દેરાસર અને ઉપાશ્રયનાં મકાનો પડી ગયાં છે. અહીં અત્યારે શ્રાવકોનાં ૩ ઘર છે.

## (ચક્કર બીજું--દક્ષિણ દિશાનું)

શંખેશ્વરથી દક્ષિણમાં રતનપુર[૮૬] થઈને પંચાસર[૮૭] માઈલ ૬
પંચાસરથી દક્ષિણમાં પનવા થઇને દસાડા[૮૮] „ ૭
દસાડાથી અગ્નિ ખૂણામાં જગદીશણા થઈને માંડળ[૮૯] „ ૬

---

૮૬ રતનપુરમાં શ્રાવકનું એક ઘર છે. દેરાસર, ઉપાશ્રય વગેરે નથી.

૮૭ પંચાસરની હકીકત માટે આ પુસ્તકના પૃ૦ ૧૬માં જુઓ.

પંચાસર, ગુર્જરપતિ ચાપોત્કટ (ચાવડા) જયશિખરીની રાજધાની હોઈ ઘણું પ્રાચીન ગામ છે. કન્નોજના ચૌલુક્ય (સોલંકી) ભુવડથી પંચાસર ભાંગ્યું અને તે યુદ્ધમાં જયશિખરી મરાયો. (ત્યાર પછી તેના પુત્ર વનરાજે વિ. સં. ૮૦૨થી ૮૨૨ સુધીમાં પાટણ વસાવ્યું.) જૂના પંચાસરની નજીકમાં જ આ નવું પંચાસર વસ્યું છે. ગામની બહાર ટેકરા–ટીંબા ઘણા છે. ચોમાસામાં જૂના પંચાસરના અવશેષો દેખાય છે.

પંચાસરમાં હાલમાં મૂ.ના.જી શ્રીમહાવીરસ્વામી છે, અને શ્રીમહાવીર જૈન પુસ્તકાલય છે. તપાગચ્છાધિપતિ શ્રીમાન્ સુમતિસાધુસૂરિજીએ, શ્રીમાળી પાતુએ કરેલા મહોત્સવપૂર્વક, શ્રીમાન્ હેમવિમલસૂરિજીને વિ. સં. ૧૫૪૮માં આચાર્યપદવી પંચાસરમાં આપી હતી. પંચાસરનિવાસી કોઈ શ્રાવકે ધાતુની ચોવીશી કરાવી છે, જે શંખેશ્વરજીના નવા મંદિરમાં અત્યારે મોજૂદ છે. આ મૂર્તિના પરિકરનો ઉપરનો ભાગ ખંડિત થઈ ગયેલો છે, તેથી કરાવનારનું નામ તથા સંવત જાણવામાં આવેલ નથી. પરંતુ આ મૂર્તિની પ્રતિષ્ઠા 'બ્રહ્માણગચ્છ'ના શ્રી મુનિચંદ્રસૂરિજીએ કરી છે. તેથી આ મૂર્તિ પંદરમી સદીના ઉત્તરાર્દ્ધમાં બની હોય તેમ લાગે છે.

૮૮ દસાડાની હકીકત માટે આ પુસ્તકનું પૃ૦ ૨૧–૨૨ અને તેની ફુટનોટ જુઓ.

૮૯ માંડળની હકીકત માટે આ પુસ્તકનું પૃ૦ ૧૫ અને તેની ફુટનોટ જુઓ.

માંડળથી દક્ષિણમાં માલણપુર, હઠીપુરા, નારંગપુર
થઇને શ્રીઉપરીયાળા[૯૦] તીર્થ     માઈલ ૯
ઉપરીયાળાથી પશ્ચિમ દિશામાં પાટડી[૯૧]     ,, ૬

---

૯૦ ઉપરીયાળાની હકીકત માટે આ પુસ્તકના પૃ૦ ૨૧ની પાટડીની ફુટનોટ જુઓ.

સ્વર્ગસ્થ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય ગુરુદેવ શ્રીમાન્ વિજયધર્મ-સૂરીશ્વરજી મહારાજે અથાગ પરિશ્રમ કરી આ તીર્થની સુવ્યવસ્થા કરાવીને તેને પ્રસિદ્ધમાં આણ્યું છે સાધારણ ખાતામાં ખાડો હતો તે ભરપાઈ કરાવી, વીરમગામમાં તેની કમિટી સ્થાપન કરાવીને બજાણા સંઘ પાસેથી વહીવટ વીરમગામની કમિટીને સોંપાવ્યો, આસપાસનાં ગામોમાં વિચરીને ઘણાં શ્રાવક-શ્રાવિકાઓને વર્ષમાં એક વાર અવશ્ય યાત્રા કરવાની પ્રતિજ્ઞાઓ કરાવી, ફાગણ શુદિ આઠમનો કાયમી મેળો સ્થાપ્યો અને આસપાસનાં ગામોમાં તે દિવસે પાખી પાળવાના ઠરાવો કરાવ્યા, તે હજુ સુધી પળાય છે. આ તીર્થની દેખરેખ વીરમ-ગામમાં સ્થપાયેલી કમિટી રાખે છે. તેમના શિષ્યરત્ન શ્રીમાન્ વિજય-ભક્તિસૂરીશ્વરજી મહારાજ પણ આ તીર્થ ઉપર વિશેષ ભક્તિ અને લાગણી રાખે છે. શંખેશ્વર અને ભોયણી તીર્થની માફક આ તીર્થ પણ પ્રાભાવિક અને ચમત્કારિક છે, અવશ્ય યાત્રા કરવા લાયક છે. બહુ જ શાંતિનું સ્થાન અને આત્મકલ્યાણનું સાધન છે. અહીંનાં હવાપાણી પણ સારાં છે. ગ્રામ્યનિવાસ પસંદ હોય તેમણે નિરાંતે ચાર-આઠ દિવસ અવશ્ય રહેવા લાયક આ સ્થાન છે

૯૧ પાટડીની હકીકત માટે આ પુસ્તકનું પૃ૦ ૨૧ જુઓ.

પાટડીના, પુરુષોના મોટા ઉપાશ્રયનો આમૂલચૂલ જીર્ણોદ્ધાર થઈ ગયો છે. ઉપાશ્રય સુંદર કરાવ્યો છે. શ્રીશાંતિનાથજીનું દેરાસર નાનું પણ શિખરબંધી અને જૂનું છે. તથા શ્રીપાર્શ્વનાથજીનું દેરા-સર નવું છે. પરંતુ તે વિશાળ, ઊંચું, સુંદર કોરણીવાળું અને ભવ્ય બનેલ છે. શેઠ હરખચંદ બહેચરદાસ જૈન પાઠશાળા અને

| | | |
|---|---|---|
| પાટડીથી વાયવ્ય ખૂણામાં અહમદગઢ થઈને ઝેનાબાદ[૯૨] | માઈલ | ૬ાા |
| ઝેનાબાદથી ઉત્તર દિશામાં વડગામ[૯૩] | ,, | પાા |
| વડગામથી ઉત્તર દિશામાં પંચાસર[૯૭] | ,, | ૪ાા |
| પંચાસરથી ઉત્તર દિશામાં શંખેશ્વર | ,, | ૬ |

ઉપર જણાવેલા રસ્તા પ્રમાણે શંખેશ્વરથી નીકળીને ઉપરીયાળા તીર્થની યાત્રા કરીને જેમને પાછા શંખેશ્વરજી ન આવવું હોય, તેમણે નીચે આપેલ અનુક્રમ પ્રમાણે યાત્રા કરતાં કરતાં ઉપરીયાળા જવું.

| | | | | |
|---|---|---|---|---|
| શંખેશ્વરથી | દક્ષિણ દિશામાં | પંચાસર[૯૭] | માઈલ | ૬ |
| પંચાસરથી | નૈઋત્ય ખૂણામાં | વડગામ[૯૩] | ,, | ૪ાા |
| વડગામથી | અગ્નિ ,, | દસાડા[૯૮] | ,, | ૪ |
| દસાડાથી | ,, ,, | માંડળ[૯૯] | ,, | ૬ |
| માંડળથી | દક્ષિણ દિશામાં | ઉપરીયાળા[૯૦] | ,, | ૬ાા |

શ્રાવિકાશાળા સારી ચાલે છે. જૈન સંઘનું 'વાડી' નામનું ધર્મશાળા તરીકેનું મોટું મકાન ૧, શ્રાવક મહાજનની પેઢી અને શ્રીસંઘનો પ્રાચીન જ્ઞાનભંડાર છે. આ ગામ ઘણું પ્રાચીન છે. 'શ્રીનાભિનન્દનોદ્ધાર' પ્ર. ૫, શ્લો. ૨૪૨–૨૪૩માં આ ગામ શ્રીકૃષ્ણના સમયનું હોવાનું લખ્યું છે.

૯૨ ઝેનાબાદ, મુસ્લિમ મલેક જાતિના દરબારનું એક નાનું સ્ટેટ છે. ફેડરેશન વખતે તે ગાયકવાડની હકુમત નીચે ગયું છે. આ ગામનું નામ પહેલાં કલાડા હતું. વીશેક વર્ષથી તેનું નામ ઝેનાબાદ રાખ્યું છે. અહીં મૂ. ના. શ્રીપાર્શ્વનાથ પ્રભુનું ઘુંમટબંધી દેરાસર ૧, ઉપાશ્રય ૧ અને વીશા શ્રીમાળી શ્રાવકોનાં ઘર ૭ છે.

૯૩ વડગામની હકીકત માટે આ પુસ્તકના પૃ૦ ૨૨ની દસાડાની ફુટનોટ જુઓ.

અથવા દસાડાથી દક્ષિણ દિશામાં પાટડી[૮૯] માઈલ ૯ાા
અને પાટડીથી અગ્નિ ખૂણામાં ઉપરીયાળા[૯૦] „ ૬

આ પ્રમાણે જવાથી માંડળ અથવા પાટડી આ બેમાંથી એક ગામની યાત્રા થઈ શકશે. ઉપર પ્રમાણે ઉપરીયાળા જઈને ત્યાંની અપૂર્વ યાત્રાનો લાભ લેવો. પછી ઉપરીયાળા ફ્લેગ સ્ટેશનથી રેલવેમાં બેસીને સીધા વીરમગામ જવું હોય તો જઈ શકાય છે. અથવા ઉપરીયાળા ફ્લેગ સ્ટેશનથી રેલવેમાં બેસી પાટડી જઇ ત્યાંની યાત્રા કરીને ત્યાંથી પણ રેલવે મારફત વીરમગામ[૯૪] જઇ શકાય છે.

ઉપર પ્રમાણે બે ચક્કર લગાવવાથી શંખેશ્વરજીની પંચતીર્થીનાં તીર્થોની તથા રસ્તામાં આવતાં ગામોનાં જિનાલયોની યાત્રા થઈ જાય છે.

---

૯૪ વીરમગામની હકીકત માટે આ પુસ્તકના પૃ૦ ૧૫માં જુઓ.

આ ગામ પ્રાચીન છે. અહીંનું મુનસર તળાવ મહારાજા સિદ્ધરાજ જયસિંહે અથવા મીનળદેવીએ બંધાવ્યું છે. પંદરમી સદીમાં અહીં (૧) શ્રીસુમતિનાથજીનું અને (૨) શ્રીશાંતિનાથજીનું એમ બે જ દેરાસરો હતાં. વિ. સ. ૧૭૨૧માં અહીં કુલ ૫૭ જિન-મૂર્તિઓ હતી. વિ. સં. ૧૫૦૦ની આસપાસમાં થયેલા શ્રીમાન્ સોમ-સુંદરસૂરિજીના વૃત્તાન્તમાં 'શ્રીગુરુગુણરત્નાકર' કાવ્યમાં 'વીરમગામ'નું નામ આવે છે.

## પ્રકરણ અઢારમું : શ્રીશંખેશ્વરજીની પ્રદક્ષિણા

### જઘન્ય-લઘુ પ્રદક્ષિણા

શ્રીશંખેશ્વર પાર્શ્વનાથના નવા દેરાસરની, ધર્મશાળાની અંદર રહીને, દેરાસર ફરતી પ્રદક્ષિણા કરવી તે, અથવા તો નવું દેરાસર અને ધર્મશાળાના કંપાઉંડના ગઢની ફરતી બહારથી–રાજમાર્ગ પરથી–પ્રદક્ષિણા કરવી તે, લઘુ પ્રદક્ષિણા કહેવાય છે. પહેલી રીતથી પ્રદક્ષિણા કરવાથી બાવન જિનાલયની દેરીઓ સહિત આખા જિનમંદિરની પ્રદક્ષિણા થઈ જાય છે અને બીજી રીતથી પ્રદક્ષિણા કરવાથી, બાવન જિનાલય સહિત આખા દેરાસર અને ધર્મશાળાના સંપૂર્ણ કંપાઉંડ ઉપરાંત શેઠ મોતીલાલ મૂળજીભાઈ હસ્તકની નવી ધર્મશાળા પણ તેમાં આવી જાય છે. તેમાંની પહેલી પ્રદક્ષિણાને "સો કદમી પ્રદક્ષિણા" અને બીજી રીતની પ્રદક્ષિણાને "પાંચસો કદમી પ્રદક્ષિણા" અથવા તો "૦। કોશી પ્રદક્ષિણા" એવું નામ આપી શકાય.

આ તીર્થધામના કંપાઉંડના મુખ્ય દરવાજાથી નીકળી, થોડું બજારમાં ચાલી, દક્ષિણ તરફની શેરીમાં વળીને ટાંકાવાળી ધર્મશાળાની રાજમાર્ગ પરની બારી તથા જૂના મંદિરના ખંડિયેર વચ્ચેથી નીકળી, નવા દેરાસરના નગારખાનાની ડેલી

અને કંપાઉંડના ગઢ પાસે થઈ, ગામના ઝાંપા બહાર નીકળી, શેઠ મોતીલાલ મૂળજીભાઈ હસ્તકની નવી ધર્મશાળાની પાસે થઈ, ઉગમણી શેરીમાં થઈને બજારના નાકા પર આવેલા આ તીર્થધામના કંપાઉંડના એ જ મુખ્ય દરવાજામાં પ્રવેશ કરવાથી "૫૦૦ કદમી અથવા ૦। કોશી" પ્રદક્ષિણા થાય છે.

## મધ્યમ પ્રદક્ષિણા

શંખેશ્વર ગામના પશ્ચિમ તરફના–નવી જૈન ધર્મશાળા પાસેના–ઝાંપાથી નીકળીને ખારસોલ તળાવ તથા આખા ગામને પ્રદક્ષિણા દઈને પાછા એ જ ઝાંપાથી પ્રવેશ કરવાથી 'મધ્યમ પ્રદક્ષિણા' થાય છે. આમાં લગભગ ત્રણ માઈલનો પંથ થતો હોવાથી આને "દોઢ કોશી પ્રદક્ષિણા" નામ આપી શકાય છે. આ મધ્યમ પ્રદક્ષિણા કરવાથી, ખારસોલ તળાવના કિનારા પરના, જેમાંથી મૂળનાયક શ્રીપાર્શ્વનાથ પ્રભુજીની મૂર્ત્તિ પ્રગટ થઈ હતી તે, 'ઝંડકૂવા' નામના મોટા ખાડાની, તેની પાસે થોડે છેટે દટાઈ ગયેલા જૂના મંદિરનો ઢગલો છે તેની, ગામની મધ્યમાં આવેલા જૂના મંદિરના ખંડિયેરની અને નવા મંદિરના આખા કંપાઉંડની પ્રદક્ષિણા થઈ જાય છે.

## ઉત્કૃષ્ટ–મોટી પ્રદક્ષિણા

નીચે આપેલા ક્રમ પ્રમાણે ફરવાથી મોટી પ્રદક્ષિણા થાય છે. આમાં લગભગ ૪૫ માઈલનો પંથ થતો હોવાથી, અને આ તરફના ગાઉ બે માઈલથી કાંઈક નાના હોવાથી, આ મોટી પ્રદક્ષિણાનું નામ "પચ્ચીશ કોશી પ્રદક્ષિણા" આપી શકાય છે.

શંખેશ્વરથી નૈઋત્યમાં બોલેરા થઈને આદરીયાણા[૯૫] માઈલ ૭॥

આદરીયાણાથી ઉત્તરમાં પાડીવાડા, પીરોજપુર થઈને લોલાડા[૯૬] માઈલ ૮

લોલાડાથી ઈશાન ખૂણામાં બીજડીઆળી[૯૫] થઈને ચંદુરરાથવી[૯૭] (મોટી) માઈલ ૬॥

ચંદુર(મોટી)થી પૂર્વ દિશામાં મુંજપુર[૭૬] માઈલ ૫॥

---

૯૫. આદરીયાણામાં મૂ. ના. શ્રીશાંતિનાથ પ્રભુનું શિખરબંધી દેરાસર ૧ ગામના પ્રમાણમાં ઘણું સુંદર છે. ઉપાશ્રયો ૩, જૈન પાઠશાળા તથા જૈન કન્યાશાળા ૧ અને વીશા શ્રીમાળી શ્રાવકનાં ઘર ૩૦ છે. ગામ પ્રાચીન છે. ઝીંઝુવાડાના દરબારના તાબાનું આ ગામ છે.

૯૬. લોલાડામાં મૂ. ના. શ્રીશાંતિનાથ ભગવાનનું એક દેરાસર છે. હાલ થોડાં વર્ષોમાં દેરાસરનો જીર્ણોદ્ધાર થયો છે. મૂ. ના.જીની મૂર્ત્તિ પ્રાચીન અને મનોહર છે. ઉપાશ્રય ૧ અને શ્રાવકોનાં ઘર ૩ છે. વિ. સં. ૧૯૬૦ની સાલમાં અહીં શ્રાવકોનાં ૧૪-૧૫ ઘર હતાં. રાધનપુર સ્ટેટનું આ ગામ જૂનું છે. અહીંના શ્રાવકોએ મૂર્ત્તિ ભરાવ્યાના શિલાલેખો મળ્યા છે.

૯૭. ચંદૂરગાથવી (મોટી) નામનું ગામ શંખેશ્વરથી ઉત્તર દિશામાં ૭ માઇલની દૂરી પર આવેલું છે, અને તે 'મોટી ચંદૂર' અથવા 'રાથવીચંદૂર' એ નામથી ઓળખાય છે. અહીં હાલમાં, આશરે અસો વર્ષોમાં બનેલું શિખરબંધી એક ભવ્ય દેરાસર અને તેની પાસે એક જૂનો ઉપાશ્રય છે. બીજો એક ઉપાશ્રય ગામમાં છે તે મકાન નાનું અને કાચું (માટીનું) છે. આ ગામમાં હાલમાં શ્રાવકનાં ફક્ત બે જ ઘર છે. વિ. સં. ૧૮૦૨માં આ દેરાસરનો પાયો

| | | | | | |
|---|---|---|---|---|---|
| મુંજપુરથી | દક્ષિણ | દિશામાં | કુંવારદ[૯૮] | માઈલ | ૩ |
| કુંવારદથી | „ | „ | પાડલા[૯૯] | „ | ૩॥ |
| પાડલાથી | „ | „ | પંચાસર[૮૭] | „ | ૫ |
| પંચાસરથી | ઉત્તર | „ | શંખેશ્વર | „ | ૬ |

આ પ્રમાણે ફરી આવીને આદરીયાણાના રસ્તાવાળા ગાંપાથી, અથવા જે ગાંપાથી નીકળ્યા હોય તે જ ગાંપાથી, ગામમાં પ્રવેશ કરવાથી પ્રદક્ષિણા સંપૂર્ણ થાય છે. આ મોટી-પચ્ચીશ કોશી પ્રદક્ષિણા કરવાથી, છ ગામોનાં પ્રાચીન જિનાલયોનાં દર્શન થશે, મુંજપુર અને પંચાસર-એ પંચતીર્થીનાં બે ગામોની યાત્રા થશે અને અતિ પ્રાચીન પાડલા ગામની સ્પર્શના થશે. માટે આ પચ્ચીશ કોશી પ્રદક્ષિણાનો લાભ અવશ્ય લેવા લાયક છે.

---

નંખાયો ત્યારે અહીં શ્રાવકોનાં ૬૦ ઘર હતાં. આ દેરાસર થયું તે પહેલાં અહીં ઘરદેરાસર હતું, એમ લોકો કહે છે.

અહીં, મૂ. ના. શ્રીચંદ્રપ્રભ ભગવાન છે. મૂ. ના.જીની મૂર્તિ મોટી અને મનોહર છે. મૂળનાયકજીના પંચતીર્થીવાળા પરિકરનો ગાદી સિવાયનો બધો ભાગ પ્રાચીન છે. આ ગામ રાધનપુર સ્ટેટનું છે અને પ્રાચીન છે. પહેલાં તે ચંદેરી નગરી હતી, એમ કહેવાય છે. ફાર્બસકૃત રાસમાળા ભા. ૧, પૃ. ૩૯માં લખ્યું છે કે-વનરાજ ચાવડાનો જન્મ આ ચંદૂર ગામમાં થયો હતો.

૯૮. કુંવારદની હકીકત માટે આ પુસ્તકના પૃ. ૨૧માં જુઓ.

૯૯. પાડલાની હકીકત માટે આ પુસ્તકના પૃ. ૮૯ની ફુટનોટ જુઓ.

## ઉપસંહાર

હે સજ્જનો! જો તમે મોક્ષની અભિલાષા રાખતા હો, આત્મિક ઉન્નતિને ઇચ્છતા હો, અશુભ કર્મ-પાપના ક્ષયની ભાવના રાખતા હો અને શરીર તથા અંતઃકરણને પવિત્ર કરવા સાથે અપૂર્વ શાંતિ મેળવવા માંગતા હો, તો આ તીર્થની યાત્રા-સેવા કરવા તત્પર થજો! તેમ જ, જો દેવલોકનાં અને મનુષ્યોનાં ઉત્તમ સુખોને પ્રાપ્ત કરવા ઇચ્છતા હો, વળી આ જન્મમાં જ સુખ, સૌભાગ્ય, નીરોગીપણું, ધન-દોલત, પુત્ર, સ્ત્રી, યશ-કીર્તિ, માન-સન્માન આદિ મેળવવા અને અનેક પ્રકારનાં ભયંકર વિઘ્નોને પણ દૂર કરવા ચાહતા હો, તો પરમ શ્રદ્ધાપૂર્વક અતિપવિત્ર એવા આ તીર્થમાં જઈને તેની સેવા-ભક્તિનો લાભ લેજો! ત્યાંથી એ બધી ચીજો પ્રાપ્ત થઈ શકે તેમ છે!

અંતમાં – અતિ પ્રાચીન, મહાપ્રાભાવિક, વિઘ્નનિવારક અને મનોરથપૂરક શ્રીશંખેશ્વર પાર્શ્વનાથતીર્થનું, અનેક ગ્રંથોમાંથી સારાંશ લઈને, મારી અલ્પમતિ અનુસારે, મેં સંક્ષેપમાં વર્ણન લખ્યું છે, તે વાંચીને સહૃદય લઘુકર્મી મનુષ્યો સમ્યક્ત્વને નિર્મળ બનાવવા માટે આ તીર્થની યાત્રા-સેવા-ભકિત કરવામાં વિશેષ ઉદ્યમવંત બનશે તો હું મારો પરિશ્રમ સફળ થયો માનીશ. । ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ।



# परिशिष्ट – १

## श्रीशङ्खेश्वरमहातीर्थना शिलालेखो

### नवा मंदिरना लेखो

(१)

सं. १६६६ वर्षे पो. व. ८ रवौ श्रीशंखेश्वरपार्श्वनाथपरिकरः अहम्मदावादवास्तव्य शा. जयतमाल भा. जीवादे सुत पुण्यपाल तेन स्वश्रेयसे कारितः प्रतिष्ठितश्च श्रीतपागच्छे भट्टारक–श्रीहीरविजयसूरीश्वरपट्टोदयाचलभासनभानुसमानभट्टारक–श्रीविजयसेनसूरीश्वरनिर्देशात् तत्शिष्य-श्रीविजयदेवसूरिभिः श्रीमति राजनगरे इति शु.

(२)

ॐ संवत् १३२६ वर्षे माघवदि २ रवौ श्रीब्रह्माणगच्छे श्रीश्रीमालज्ञातीय......पत्नी (पद्मी) श्रेयोर्थं सुत जाल्हाकेन श्रीनेमिनाथबिंबं चतुर्विंशतिपट्टसहितं...........प्रतिष्ठितं श्रीबुद्धिसागरसूरिभिः मंगलमस्तु

---

(१) मू. ना.नी જમણી બાજુના કાઉસગ્ગીયા પરનો લેખ. મૂ. ના.ની ડાબી બાજુના કાઉસગ્ગીયા પર પણ બરાબર એ જ પ્રમાણે લેખ છે. ફક્ત **श्रीतपा** ને બદલે **तपा** તથા **शु.** ને બદલે **शुभमस्तु** લખેલું છે; બાકી બધું એકસરખું છે.

(२) શ્રીભીડભંજન પાર્શ્વનાથ ભગવાનની જમણી બાજુના કાઉસગ્ગીયા પરનો લેખ.

(३)

सं. १३२६ वर्षे माघवदि २ रवौ श्रीब्रह्माणगच्छे श्रीश्रीमाल-ज्ञातीय........ता श्रेयोर्थं सुत जाल्हाकेन श्रीआदिनाथबिंबं चतुर्विंशतिपट्टसहितं कारितं॥ प्रतिष्टितं श्रीबुद्धिसागरसूरिभिः ॥ मंगलमस्तु ॥

(४)

श्री संपेश्वर पारस्वनाथ पद्मावती श्रीतपागच्छे

(५)

सुतया (ता) सर्व्वदेवी जाल्हा मणा........भ्यां कारितः

(६)

ॐ सं. १३२६ माघवदि २ रवौ सुता अणपम श्रेयसे पिता जाल्हाकेन श्रीमहावीरबिंबं का

(७)

संवत १७९४ वरषे फागुणवदि २ शुक्रे सा खुशाल बेरच भार्या तेजबा. पादुका करापितं

---

(૩) શ્રીભીડભંજન પાર્શ્વનાથ ભગવાનની ડાબી બાજુના કાઉસગ્ગીયા પરનો લેખ.

(૪) દેરી નં. ૨, પદ્માવતી દેવીની મૂર્તિ નીચેનો લેખ.

(૫) દેરી નં. ૪, જિનચોવીશીના પટ્ટની ગાદીનો લેખ.

(૬) દેરી નં. ૩૪, મૂ. ના.જીની જમણી બાજુની મૂર્તિના પરિકરની ગાદી પરનો લેખ.

(૭) દેરી નં. ૫૧ અને ૫૨ની વચ્ચેના ખૂણાની દેરીની અંદર આરસની નાની દેરીમાંના બે જોડી પાદુકાપટ્ટ પરનો લેખ. (આ સિવાય આ દેરીમાં બીજાં પગલાંની જોડી ૮ છે. તેના પર થોડા થોડા અક્ષરો લખેલા છે. પણ, સ્થાનની વિષમતાને લીધે તથા અક્ષરો ઘસાયેલા હોવાથી, તે બરાબર વાંચી શકાતા નથી.)

(८)

सं. १४२८ वर्षे वैशाखवदि २ सोमे प्राग्वाटज्ञातीय श्रे. आसपाल भा. राजदले स(सु)त....भा. सिरियादे सुत पूयगा सुत.... कारिता चतुर्विंशतिजिनपट्टिका भट्टारक श्रीसोमतिलकसूरिपट्टालंकरण....

(९)

पट्टः श्री शं..................१२३८ वर्षे माघसुदि ३ शनौ श्रीसोमप्रभसूरिभिर्जिनमातृपट्टिका प्रतिष्ठिता........त्राभ्यां राजदेव। रत्नाभ्यां स्वमातुः.......... ॥ कल्याणमस्तु श्रीसंघस्य ॥

(१०)

सं. १८३० मागसिरसुदि ६ सुक्रे मोदी लवजी तस्य पुत्री बाई. तेजकूयर तस्या मूर्त्ति श्रीसंषेसर पार्श्वनाथ चर............

(११)

॥ ॐ श्रीगणेशाय नमः ॥ श्रीसरस्वती नमः ॥ संवत १८६८ ना वर्षे भाद्रवासुद १० दने वार बुधे ॥ सवाईजेपुरका साहा. उत्तमचंद बालजीका रू. ५००० अंके रुपैया पांच हजार नाणा

---

(૮) દેરી નં. ૫૩, શ્રીજિનચોવીશીપટ્ટ પરનો લેખ.

(૯) દેરી નં. ૫૫, જિન–માતૃ–ચોવીસીપટ્ટ પરનો લેખ. (માતાઓની દરેક મૂર્તિ પર માતાઓનાં નામો ખોદેલાં છે.)

(૧૦) મુખ્ય દરવાજા પાસે આરસની નાની દેરીમાંની પદ્માવતી દેવીની મૂર્તિ નીચેનો લેખ. (લેખના બાકીના અક્ષરો આરસના પથ્થર નીચે દટાઈ ગયા છે.)

(૧૧) મંદિરના મુખ્ય દરવાજાની બહારની ડાબા હાથ તરફની ભીતમાંનો લેખ.

सकाई रोकडा मोकला. ते मध्ये कारषाना काम करावो. एक काम चोकमांए तलीआको. दुसरो देवराकी जाली. तीसरो काम चोवीस तीर्थंकरको परघर समारो. चोथो काम बावन जीनालाको फुटो तुटो समरावो. पांचमो काम नगारषाना पंड दोको करावो. छठो काम महाराज श्रीसंषेसरजीने गलेप करावो. रु. ५००० अंके रुपैया हजार पांच. शाहा. जीवणदास गोडीदास श्रीराधनपुरवालाकी मारफत. गुमास्ता ३ ब्रह्मण हरनारायण तथा ईश्वरदास तथा मेणा टीकाराम. पासे रहीने खर्चावा छे ॥ पारसनाथ सत छे ॥

धातु-प्रतिमाना लेखो

(१२)

ॐ संवत् १२१४ माघसुदि १२ धवलक सुदेवाभ्यां वहुदेवि मातृश्रेयोर्थं ऋषभदेवबिंबं कारितमिति

(१३)

सं. १४६८ वर्षे कार्त्तिकवः २ सोमे श्रीअंचलगच्छे शा. श्री. (श्रा.) कडूयाकेन श्रे. मंडलिक भा. आल्ह नाम मातापित्रोः श्रेयोर्थं श्रीपार्श्व-नाथबिंबं श्रीमेरुतुंगसूरीणां उपदेशेन कारितं । प्रति० च श्रीसूरिभिः ॥

(१४)

सं. १४७८ वैशाखसुदि १३ सोमे श्रीश्रीमालज्ञा श्रे. जेसा भा. जसमादे द्वि. जाल्हणदे श्रे. सुत गोधाकेन श्रीपार्श्वनाथबिंबं का. प्र. पिप्पलगच्छे श्रीकमलचंद्रसूरिपट्टे श्रीप्रमाणंदसूरिभिः ॥ श्रीः ॥ १

---

(૧૨, ૧૩, ૧૪) આ ત્રણે લેખો અનુક્રમે ધાતુની એકતીર્થી, ત્રિતીર્થી અને પંચતીર્થી મૂર્તિ ઉપરના છે.

(१५)

संवत् १४८७ वर्षे पोषवदि ६ शुक्रे श्रीश्रीमालज्ञातीय श्रे. सूटा भा. प्र. ऊमादे द्वि. भा. वांऊ सु. धर्मकेन मातृपितृ श्री (श्रे)-योर्थं श्रीआदिनाथबिंबं कारापितं प्र. ब्रह्माणगच्छे श्रीवीरसूरिभिः

(१६)

सं. १५०० वै. शु. ५ प्राग्वाटज्ञातीय सं. उदयसी भार्या चांपलदे पुत्र सं. नाथा भार्यया फदी नाम्न्या सुत संमधर सीधर आसधर देवदत्त पुत्री कपूरी कीवाई पूरायुयादिकुटंबयुतया स्व-श्रेयसे श्रीवर्द्धमानबिंबं कारितं । प्रतिष्ठितं श्रीसूरिभिः ॥

(१६)

॥ ॐ ॥ संवत् १५०७ वर्षे फागुणवदि ३ दिने बुधे ऊकेश-वंशे वड (इ ?) ना(ता)लगोत्रे सा. लाहड पुत्र सा. कउराकेन श्रीमुनि-सुव्रतनाथबिंबं कारितं श्रीपरत(पग्तर)गच्छे प्रतिष्ठितं श्रीजिनभद्र(चन्द्र)-सूरिपट्टे श्रीजिनसागरसूरिभि

(१८)

सं. १५१२ वर्षे फा. शु. ३ दिने प्राग्वाट व्य. वेला भा. मांकू नाम्न्या सुत व्य. देवा जावड भा. मरगदे सुहासिणि सुत लाला वीसा कुंरपाल वीरपाल पु. सूरदासादिकुटुंबयुतया स्वश्रेयसे श्रीमुनि-सुव्रतबिंबं का. प्र. श्रीतपागच्छे श्रीरत्नशेखरसूरिभिः ॥ महिसाणापुरे

(१५थी १८) આ ચારે લેખો ધાતુની પંચતીર્થી મૂર્તિ ઉપરના છે.

(१९)

सं. १५२२ वर्षे वैशाखवदि ४ गुरौ प्रा. श्रे. कर्मण भा. कपूर
पु. श्रेष्ठि कडूआ भार्या मानुं पु. धर्मसी भ्रा. वडूआदिकुटंबयुते
श्रीकुंथनाथबिंबं का. प्र. श्रीचित्रा(त्र)वालगच्छे । श्री श्री । यण (?
देवसूरिपट्टे । श्रीश्रीरत्नदेवसूरिभिः शुभं भवतु श्रीपत्तने

(२०)

॥ संवत १५२४ चैत्रवदि ५ भूमे श्रीश्रीमालज्ञातीय मं.
सिंघा भा. धरणु पु. धनाकेन भा. राणी पु. हापा हीरा वस्ता हापा
भा. कुंअरियुतेन आत्मश्रेयसे श्रीचतुर्विंशतिपट्टे मूलनायक-श्रीश्रीसंभव-
नाथबिंबं कारापितं प्रतिष्ठितं श्रीश्रीपूर्णिमापक्षीय प्रथम शा. श्रीविद्या-
शेषरसूरिसंताने श्रीगुणसुंदरसूरीणामुपदेशेन विधिना श्राद्धै वा.
श्रीज्ञानकलश नित्य प्रण

(२१)

सं. १५३० वर्षे माघ व. २ शुक्र श्रीश्रीमालज्ञा. पितृ षोषा
मातृ शांणी भ्रातृ राजा नमित्तं श्रे रत्नाकेन भा. गुरी पु. वाघा भा.
ऊच्छी सहितेन श्रीवासपूज्यबिं. क. पिप्पल ग. भ. श्रीगुणसागर-
सूरिभिः ॥ प्रतिष्ठितं पा(षा ?) डलावास्तव्यः ॥

(२२)

संवत् १५३४ वर्षे ज्येष्टवदि २ सोमे प्राग्वाटज्ञा. व्य. वरसिंह
सु. व्य. सालिंग भा. साहू सुत देवराजकेन भा. रत्नाई भ्रातृ वानर

---

(૧૯–૨૦) અનુક્રમે ધાતુની પંચતીર્થી અને ચોવીશી પરના લેખો છે.

(૨૧–૨૨) આ બન્ને લેખો ધાતુની પંચતીર્થી ઉપરના છે.

अमरसीह प्रमु. कुटुंबयुतेन श्रीश्रेयांसबिंबं का. प्र. बिवंदणीक ग. श्रीस(ल)ब्धिसूरिभि वीसलनगरवास्तव्य ॥

(२३)

संवत १६२८ वर्षे फागुण सुदि ७ वर बधे श्रीपत्तनं वस्तव्यं श्रीश्रीप्राग्वाटज्ञाति श्रे । दामू भार्या कस्तूराइ सत जियवंत भार्या पूंजी बीजी भार्या हर्पाइ सत श्रीवंत श्रीपाल श्रीनमनाथ बब श्रीविजयदानसूरि तस पट्टे श्रीहीरविजयसूरिभि प्रतिष्ठतं ॥

(२४)

॥ सं..........स्वामिचतुर्विंशतिपट्टः कारितः प्रतिप (०) ब्रह्माणगच्छे भ. श्रीमुणिचंद्रसूरिभि पंचासरवास्तव्यः ॥ श्रीः ॥

## जूना मंदिरना लेखो

(२५)

सा. लुंया सू. हरजी भा. मथी

(२६)

श्र(श्री)श्रीमाली सा. गोवद भारजा बा. मणबाई सुत. कानसीग पुंनसीग अम (आ)सकरण । अवकरण तथा देवकरण........संवत १६६५ वरपे आसो सुद ५

(२७)

संवत् १६५३ वर्षे कार्तविद ११ रवु दावदना साहा सूरजी सा. तेजपाल श्रीचंद पुत्ररत्न श्रीदेहरी ३ करावीअ माता कोडमदेनुं पुत्र

(૨૩) ધાતુની પંચતીર્થી પરનો લેખ.
(૨૪) ખંડિત પરિકરવાળી ધાતુમૂર્તિ પરનો લેખ.
(૨૫, ૨૬, ૨૭) અનુક્રમે દેરી નં. ૨, ૩, ૯ની બારશાખ પરના લેખો.

(२८)

श्रीराजनगरवास्तव्य नंदरवारी वृ. उके. सा. सहस्रकिरण रूपा (?) सुत साह शांतिदास । कस ( कस्य सुत ? ) रूपाचे देवकुलिका कारितेयं

(२९)

संवत् १६६६ वर्षे पोपवदि ८ रवौ नटीपद्रवास्तव्य श्रीश्रीम ज्ञातीय वृद्धशाखीय प. जावड भा. जसमादे सुत प. नाथजी भा. सपूरदे प्रमुखकुटुंबयुतेन स्वश्रेयसे श्रीशंखेश्वरग्रामे श्रीपार्श्वन मूलप्रासादं तदुत्तरस्यां भद्राभिधानो प्रासादः शतशो रूपकव्य कारितः भव्यवृंदैर्वंद्यमानश्चिरं जीयात् ॥

(३०)

नटीपद्र वास्त. प. जावड सुत हरजी सुत काहनजीकेन नारिंगदे पुत्री नांथी प्रमुखकुटुंबयुतेन देवकुलिका कारितेयं ॥

(३१)

सं. वर्धमान समरसंग पटणी

(३२)

संवत् १६६२ वरषे पोप सुद १२ पटणी..........

(३३)

पटणी सोनी लहूआ भार्या बा. अणू अरमी देहरी

---

(૨૮) દેરી નં ૧૧ની બારશાખ ઉપરનો લેખ.

(૨૯) દેરી નં. ૧૨ ( ઉત્તર તરફના ગભારા )ની બારશાખ ઉપરના પાટડા ઉપરનો લેખ.

(૩૦થી ૩૩) અનુક્રમે દેરી નં. ૧૩, ૧૪, ૨૦, ૨૧ બારશાખ ઉપરના લેખો.

(३४)

परीक पदमा लाला पटणी

(३५)

संवत् १६५२ व सं वरध सुत वीरजी सीदपरानी-देहरी

(३६)

सो। तेजपाल भारजा बाई अपूनी देहरी सं. १६६२ वर कारतक शुद ७

(३७)

सं १६६२ वरषे मातरा छ सोनी....(तेजपाल ?) भारजा ल॥ अपू दहर

(३८)

सं. १६६२ करतगशु. ७ रवौ तेजपालनी पूत्री कामानी पटणी

(३९)

सं. १६६२ का. शुदि ७ सो. तेजपाल विजयधर बा. जमानी देहरी

(४०)

सं. १६६२ कारतिग शुदि ७ सो. तेजपाल सुत सो. विजय-धर भारजा बा सरसुनी देहरी पटणी

(४१)

सं. १६६२...........अंबाईनी देहरी पटणी

---

(૩૪, ૩૫) અનુક્રમે દેરી નં. ૨૨, ૨૩ની બારશાખ પરના લેખો.

(૩૬, ૩૭) દેરી નં. ૨૪ (પાછળના મોટા ગભારા)ની અનુક્રમે જમણી અને ડાબી બાજુના થાંભલા પરના લેખો.

(૩૮થી ૪૧) અનુક્રમે દેરી નં. ૨૫, ૨૬, ૨૭, ૨૮ની બારશાખ પરના લેખો.

(४२)

सं. १६६२ न कति शुद ९ दने सो. तेजपाल.......नी बेटी बा. वछाईनी देरी पटणी

(४३)

संवत् १६६१ वरिषे मा. वदि ८ प्रवर्तमाने पार कालराज....

(४४)

बा पूनानी देहरी सं. १६६२ कात. शु. ७ अंमदावादी

(४५)

सं. १६८६ असाढ सु. १३ रवु सा. सुंदरमण भा. सरवदे सू. (सु.) सामलदास केसरदे सुजाणदे सु. अचता(ल)दास

(४६)

सां. १६६२ वरषे महा शुद १२ सोमे दो. सहुआ भारजा बाई टबूबाई सु. दो. पूनीआ वास अमदावादी

(४७)

सं. १६८६ अषाढ शु. १३ रवु सं. वर्धमान गंगा पटणी

(४८)

सं. १६६३ वरषे काती शुद ११ सोमे सा सोहल भा. बटी सत.........बटीबाई पाछ देहरी पाटणीनी

---

(૪૨થી ૪૮) અનુક્રમે દેરી નં. ૨૯, ૩૦, ૩૧, ૩૨, ૩૩, ૩૪, ૩૫ની બારશાખ ઉપરના લેખો.

(४९)

॥ संवत् १६६६ वर्षे पोष वदि ८ रवौ राजनगरवास्तव्य वृद्धशाखीय ओशवालज्ञातीय मीठडीआगोत्रीय सा. समरसिंह भा. हंसाई सुत सा. श्रीपालकेन भा. हर्षादे द्वि. भा. सुखमादे धर्मपुत्र सा. वाघजी प्रमुखकुटुंबयुतेन उत्तराभिमुखो भद्राभिधः प्रासादः कारितरिति भद्रम् ॥ श्री छ ॥

(५०)

संवत १६६२ व. श्रे। सदेवच्छ सुत सा धनजी मनजी पाटणीनी देहरी

(५१)

सा.................सं. १६९८

(५२)

संवत १६६१ वर्षे श्रे। सीराज भा. बा.। टांकुनी देहरी पटणीनी

(५३)

संवत १६६२ वा. मा (सा)हा जेचंद सवचंद पूजा दोवजी देहरी पटणीनी

(५४)

सांवा १६६३ वरषे। पस वद १० दणी (दिने) दो वरज प्रडल देरी

---

(૪૯) દેરી નં. ૩૬ (દક્ષિણ દિશાના પહેલા ગભારા)ની બારશાખના ઉપરના પાટડા પરનો લેખ.

(૫૦થી ૫૪) અનુક્રમે દેરી નં. ૩૭, ૩૮, ૩૯, ૪૦, ૪૧ની બારશાખ પરના લેખો.

(૫૫)

संवत् १६७२ वरषे जेठ सुद २ दन वरा ( वहोरा ) भूपदआ (?) वहरांगज वहरा हजारीमल ताछा आगा तेजद ६ (?) दैवांगतरगतस (?) वहरा साजण बाई कान्हाई वोहरा डेडा वोह० मंगल डूंगर मूंजपरवासतव तेनुं प्रासाद १

(५६)

संवत् १६६४ वर्षे काती........सा धनजी काहनजी पटणी

(५७)

..........रतननी देहरी पाटणवाला सलाट वाघी जीवलाल

(५८)

संवत् १६६३ वर्षे महावदि १३ शनौ साणंदना श्रीसंघ-समस्तनी देहेरी.

## धर्मशाला वगेरेना लेखो

(५९)

॥ श्रीगणेसाए नमः संवत १८३६ वरषे श्रावणसुद २ दनः श्रीवरमसला माजन समसत् करावी छे भोम वेचाथी लअने करावी छेः सा कुसलचंद मूलजीनी मारफत करावी छेः सलाट श्रीहमरने करी छेः दरगमं अन ललः लधीतंग भट संकर

---

(૫૫) દેરી નં. ૪૩ (દક્ષીણ દિશાના બીજા ગભાસ-) ની બારશાખની ઉપરના પાટડા પરનો લેખ.

(૫૬, ૫૭) અનુક્રમે દેરી નં. ૪૪, ૪૫ની બારશાખ પરના લેખો.

(૫૮) કોઈ એક દેરીની બારશાખ પરનો લેખ.

(૫૯) ટાંકાવાલી ધર્મશાલાની, જૂના દેરાસર તરફના રસ્તાની બારી તરફની ભીતમાંનો લેખ.

(६०)

. श्रीगणेसाए नम संवत १८५४ वरषे चइसाप सुद २ दने र गरउ श्रीसेंपसग्जीनी धम्मसाला माजन सरवे मलीने करावी छे तेम अवाटबंध लेईने करावी छे श्रीराधनपरना माजननी मारफत थई छे मसालीआ हेमजी जीवणदास साहा रंगजी जेवत साह दानसंग मेवजी साह कसलचंद मूलजी शेठ वालजी कुआरपालनी मारफत थइ छे तेनुं पत पराजातनुं न मुं राधनपुर मधे छे भट संकरे वनमालीए पासे रहीने काम करावू छे श्रीगोडग्नाती ब्रामण छे श्रीराधनपर वामते कारीगर सलाट सोमपग परसोतम दआराम सलाट सुपराम । सुरचंद वडनगरा तथा सीनपरा परसोतम जे वांचे तेने अमारा राम राम छे जातरा करता अमने संभारजो श्री.

(६१)

संवत १८७४ ना वर्षे मागम सुदइ २

(६२)

॥ सं. १९१६ शाके १७८१ प्र. मासोत्तमे माघमासे शुक्लपक्षे ७ सातम्यां तिथौ सोमवासरे श्रीपार्श्वचंद्रसूरिगच्छेश रीम। भट्टारकजी श्री १०८ श्रीहर्षचंद्रसूरीश्व णां पादुकेयं प्रतिष्ठितं (ता) तत्शिष्य मुक्तिचंद्रेग ॥ श्री रतु ॥

(૬૦) ૮ વાળી ધર્મશાળાની અંદરના ભાગમાં, પેસવાની બારીની ઉપરની ભીતમાનો લેખ

(૬૧) પંચાસરવાળની ધર્મશાળાના ગઢના દક્ષિણ દિશા (ગામ તરફ)ના કોઠા પરના લેખ

(૬૨) કાન્ખાનાના બગીચાની અંદરની છત્રીમાંની દેરીમાંના પગલાં પરનો લેખ.

## सरईना लेखो

### (६३)

सेठ श्री गणसचंद संतीदास झाला श्री....(अमरा) जी झालश्री गांमदसजी पटेल सजण त्र अभेराम....पुंजा वढेल करसन गम संखेस सघव ( सिंघव ) जोधा देवलोक पहुता लोक मली खेतर उंटवलीउ गोचर मुकुं हिंदुअण गाअ तरकण सूहर आ खेत्र दोकडा आपीने गोचर मुकुं संवत १७२२ मांह शु २ बुधे.

### (६४)

श्रीगणेसाय नमः संवत १७५५ वरखे काती सद २ सघव अभेराम वरघा आ खेतर उंटवालीउ....गोसर मुकुं छे गाम समसत मुकुं छे हिंदुअणे गाअ तरकांणे सुवर देरासां गामना मली मतु पाले

### (६५)

श्रीगणेसाए नमः संवत १७३२ वरषे चइतरवदि ८ रवी अ....तथा सजांण देवा....गाम मलीने गोचर मुकुं छे..........

---

(૬૩) શંખેશ્વર ગામથી ઉત્તર દિશા તરફ તળાવની પાસે ખંડીયાના રસ્તા ઉપર ગોચર ભૂમિમાંની પહેલી સરઈનો લેખ.

(૬૪-૬૫) ઉપર્યુક્ત સરઈની પાસેની બીજી અને ત્રીજી સરઈના લેખો.

(૬૬)

[ १ ] संवत १८२४ वरखे ।

[ २ ] परधम १८ । माण ( परवरलमाण ? )

[ ३ ] ......................

[ ४ ] न आजमं श्री ह

[ ५ ] सनखान ग(सु)त चांहवा

[ ६ ] लप खान खान राण श्री

[ ७ ] ..............रवाज ततग्त ( गुज ? ) रात

[ ८ ] ना जामा घरमणन

[ ९ ] अवसाम वरतवा

[१०] गाम समसत ना प्रण

[११] रावुं............( तेना प्ररमस ? )

[१२] णे छे

(૬૭)

............भा. मघा भा. लता सु. हरजी

(૬૬) નવા દેરાસરના મુખ્ય દરવાજાની બહારની કેસર-સુખડ ઘસવાની ઓરડીની ઓસરીની નીચે જમીનમાં ખોડેલ એક સરઈના પથ્થર પરનો લેખ.

(૬૭) જૂના દેરાસરની પૂર્વાભિમુખ જમણી બાજુની બીજી દેરીની બારશાખ પરનો લેખ.

## શ્રીશંખેશ્વર મહાતીર્થના

# શિલાલેખોનું અવલોકન

શંખેશ્વરમાંથી નાના–મોટા મળીને કુલ ૬૭ શિલાલેખો અમને પ્રાપ્ત થયા છે; તેમાં નવા મંદિરના ૨૪, જૂના મંદિરના ૩૫, બગીચાનો ૧, ધર્મશાળાના ૩ અને સુરભી—સરઈના ૪ છે. તેમાં ૫૬ શિલાલેખો સંવતવાળા છે, જ્યારે ૧૧ લેખો સંવતવિનાના છે. જે સંવતવિનાના છે, તેમાંથી ૨–૩ લેખોનો સંવત અનુમાનથી નક્કી થઈ શકે તેમ છે. સંવતવાળા લેખોમાં સૌથી જૂનામાં જૂનો વિ. સં. ૧૨૧૪નો અને નવામાં નવો વિ. સં. ૧૯૧૬નો છે. તે શિલાલેખોની સાલવાર અનુક્રમણિકા આ પ્રમાણે છેઃ—

| સંવત. લેખાંક. | સંવત. લેખાંક. |
|---|---|
| ૧૨૧૪–૧૨ | ૧૫૧૨–૧૮ |
| ૧૨૩૮–૯ | ૧૫૨૩–૧૯ |
| ૧૩૨૬–૨, ૩, ૫, ૬ | ૧૫૨૪–૨૦ |
| ૧૪૨૮–૮ | ૧૫૩૦–૨૧ |
| ૧૪૬૮–૧૩ | ૧૫૩૪–૨૨ |
| ૧૪૭૮–૧૪ | ૧૬૨૮–૨૩ |
| ૧૪૮૭–૧૫ | ૧૬૫૨–૩૫ |
| ૧૫૦૦–૧૬ | ૧૬૫૩–૨૭ |
| ૧૫૦૭–૧૭ | ૧૬૬૧–૪૩, ૫૨ |

૧૬૬૨–૩૬, ૩૭, ૩૮, ૩૯,
૪૦, ૪૪, ૪૬, ૫૦, ૫૩
૧૬૬૩–૩૨, ૪૧, ૪૨, ૪૮,
૫૪, ૫૮.
૧૬૬૪–૫૬
૧૬૬૫–૨૬
૧૬૬૬–૧, ૨૯, ૩૦,
૪૯.
૧૬૭૨–૫૫
૧૬૮૬–૪૫, ૪૭
૧૬૯૮–૫૧

૧૭૨૨–૬૩
૧૭૩૨–૬૫
૧૭૫૫–૬૪
૧૭૬૪—૭
૧૮૨૪–૬૬
૧૮૩૦–૧૦
૧૮૩૬–૫૯
૧૮૫૪–૬૦
૧૮૬૮–૧૧
૧૮૭૪–૬૧
૧૯૧૬–૬૨

## નવા દેરાસરના લેખો

નવા મંદિરમાંથી કુલ ૨૪ શિલાલેખો મળ્યા છે. તેમાં કાઉસગ્ગીયા પરના ૩, પરિકરની ગાદીનો ૧, ધાતુની મૂર્ત્તિઓના ૧૩, પદ્માવતી દેવીની મૂર્ત્તિઓના ૨, પાદુકા પરના ૪ અને દીવાલનો ૧ છે. આમાં ૨૨ લેખો સંવતવાળા છે, જ્યારે ૨ લેખો સંવતવિનાના છે. તેમાં સૌથી જૂનામાં જૂનો વિ. સં. ૧૨૧૪નો છે અને નવામાં નવો વિ. સં. ૧૮૬૮નો છે. તે સિવાય મૂળનાયકજીની બન્ને બાજુના બન્ને કાઉસગ્ગીયા એક જ ધણીએ કરાવેલા હોવાથી, તે બન્ને પર એક સરખો જ લેખ હોવાથી, તેમાંથી એક લેખ આમાં આપ્યો નથી. ધાતુની એક એકલ મૂર્ત્તિનો લેખ ચૂનામાં દટાયેલો હોવાથી લઈ શકાયો નથી. અને પગલાં જોડી ૮ ઉપર થોડા થોડા અક્ષરો ખોદેલા છે, પણ તે ઘસાઈ ગયેલા અને નિરુપયોગી હોઈને ઉતાર્યા નહીં હોવાથી આમાં આપી શકાયા નથી.

(૧)

સંવત ૧૬૬૬ પોષ વદિ ૮ રવિવારે, અમદાવાદનિવાસી શાહ જયતમાલની ભાર્યા જીવાદેનાં પુત્ર પુણ્યપાલે પોતાના કલ્યાણ માટે શ્રીશંખેશ્વર પાર્શ્વનાથનું પરિકર કરાવીને તેની, શ્રીતપાગચ્છનાયક ભટ્ટારક શ્રીહીરવિજયસૂરીશ્વરજી મહારાજની પાટરૂપી ઉદયાચલ પર્વતને પ્રકાશમાન કરવા માટે સૂર્ય સમાન ભટ્ટારક શ્રીવિજયસેનસૂરીશ્વરજી મહારાજની આજ્ઞાથી તેમના પટ્ટધર શિષ્ય શ્રીવિજયદેવસૂરીશ્વરજી મહારાજ પાસે અમદાવાદમાં પ્રતિષ્ઠા કરાવી.

( ૨, ૩, ૫, ૬ )

આ ચાર લેખો એક જ ધણીના છે. તેમાંથી પ્રથમના બે લેખો ભીડભંજન પાર્શ્વનાથની બન્ને બાજુના બન્ને કાઉસગ્ગીયા પર, ત્રીજો લેખ જિન-ચોવીશીના પટ્ટ પર અને ચોથો લેખ પરિકરની ગાદી પર ખોદેલ છે.

(૨) સં. ૧૩૨૬ માઘ વદિ ૨ રવિવારે, શ્રીબ્રહ્માણ-ગચ્છીય અને શ્રીશ્રીમાલજ્ઞાતિના શાહ જાલ્હાએ પોતાની માતા પદમીના શ્રેય માટે ચતુર્વિંશતિજિનપટ્ટ સહિત મૂ.ના. શ્રીનેમિનાથ જિનબિંબ ( કાઉસ્સગ્ગીયા-ઊભી મૂર્ત્તિ ) કરાવ્યું અને તેની શ્રીઆન્ બુદ્ધિસાગરસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે.

(૩) પોતાના પિતાના શ્રેય માટે મૂ. ના. શ્રી. આદિ-નાથ પ્રભુનું બિંબ. ( બાકી બધું ઉપર પ્રમાણે જ જાણવું. )

(૫) આ જિન-ચોવીશીનો પટ્ટ, શા. જાલ્હા અને મણાએ પુત્રી સર્વદેવીના શ્રેય માટે વિ. સં. ૧૩૨૬ માઘ વદિ ૨ રવિવારે કરાવ્યો.

કલ્યાણ માટે પિતા જાદ્દાએ શ્રીમહાવીરસ્વામીનું બિંબ ભરાવ્યું.

( ૪ )

શ્રીતપાગચ્છમાં, શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની શાસનદેવી શ્રીપદ્માવતી.

( ૭ )

સં. ૧૭૯૪ ફાગણ વદિ ૨ શુક્રવારે, શા. ખુશાલ બેચરની ભાર્યા તેજબાઈએ પગલાં જોડી બેનો આરસનો પટ્ટ કરાવ્યો. ( આ પગલાં કોનાં કોનાં છે ?–તે તેમાં કંઈ પણ લખ્યું નથી. કદાચ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથપ્રભુનાં અથવા તો શ્રીમાન્ હીરવિજયસૂરીશ્વરજી મહારાજ અને શ્રીમાન્ વિજયસેનસૂરીશ્વરજી મહારાજનાં હોય. )

( ૮ )

સં. ૧૪૨૮ વૈશાખ વદિ ૨ સોમવારે, પોરવાડજ્ઞાતીય શેઠ આસપાલની ભાર્યા રાજલદેના પુત્ર........ની ભાર્યા સિરિયાદેના પુત્ર પૂયગાના પુત્ર........એ કલ્યાણ માટે કરાવેલ આ જિન–ચોવીશીપટ્ટની ભટ્ટારક શ્રીસોમતિલકસૂરિજીની પાટને શોભાવનાર શ્રી..........સૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે.

( ૯ )

સં. ૧૨૩૮ માઘ શુદિ ૩ શનિવારે, શ્રીસોમપ્રભસૂરિજીએ પ્રતિષ્ઠિત કરેલ શ્રીજિન–માતાની ચોવીશીનો આ પટ્ટ, શા...........ના પુત્રો ૧ રાજદેવ અને ૨ રત્નાએ પોતાની માતા...........ના કલ્યાણ માટે કરાવ્યો છે.

( ૧૦ )

સં. ૧૮૩૦ માગશર શુદિ ૬ શુક્રવારે, મોદી લવજીની

પુત્રી બાઈ તેજકુંવરીએ શ્રીપદ્માવતીદેવીની મૂર્તિ અને શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની ચરણ-પાદુકાની જોડ ૧ કરાવી છે.

( ૧૧ )

સં. ૧૮૬૮ ભાદરવા શુદિ ૧૦ બુધવાર, સવાઈજય-પુરના શાહ ઉત્તમચંદ વાલજીએ રૂપિયા પાંચ હજાર નાણાં સિક્કાઈ ( મુંબઈગરા ) રોકડા મોકલ્યા. તેમાંથી જીર્ણોદ્ધારનું કામ નીચેની વિગતે કરાવ્યું: (૧) ચોકમાં તળિયામાં લાદીઓ જડાવી, (૨) મુખ્ય દેરાસરની જાળી કરાવી, (૩) ચોવીશે તીર્થંકર ભગવંતોનાં પરિકર (પરઘર) સમરાવ્યાં, (૪) બાવન જિનાલય-ભમતીની દેરીઓમાં ફૂટયું-તૂટયું કામ સમરાવ્યું, (૫) નગારખાનાનું બે ખંડવાળું મકાન કરાવ્યું, (૬) શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની મૂર્તિ પર લેપ કરાવ્યો. એ વગેરે કામમાં રૂપિયા પાંચ હજાર શાહ જીવણદાસ ગોડીદાસ રાધનપુરવાલાની મારફત ગુમાસ્તા ૧ બ્રાહ્મણ હરનારણ, ૨ ઈશ્વરદાસ અને ૩ મેણા ટીકારામે પાસે રહીને ખર્ચાવ્યા છે. શ્રીપાર્શ્વનાથ સત્ય છે.[૧૦૦]

---

૧૦૦ આ લેખમાં જણાવ્યા મુજબ સં. ૧૮૬૮માં અને તેની આસપાસના સમયમાં શંખેશ્વરજીના આ નવા જિનાલયમાં જે જે સમારકામ થયું, તે રાધનપુરના સંઘની સોંપણીથી, રાધનપુરનિવાસી વૃદ્ધિલાલ મગનલાલ વીરવાડિયાના શ્વસુર (સસરા) રાધનપુરવાળા શા. સારાલાલ દલપત પુંજાશાના, સાતમી પેઢીએ થઈ ગયેલ પૂર્વજ પદમશી શેઠે પોતાની જાતિ દેખરેખથી કરાવ્યું હતું. આ પદમશી શેઠે રાધનપુરમાંના મોટા ચિંતામણિજીના અને અજિતનાથજીના દેરાસરોનું પણ સમારકામ ઘણી ખંતથી કરાવ્યું હતું, એમ રાધન-

## ધાતુપ્રતિમાના લેખો

### ( ૧૨ )

સં. ૧૨૧૪ માઘ શુદિ ૧૩, શાહ ૧ ધવલક અને ૨ સુદેવ નામના પુત્રોએ પોતાની માતા બહુદેવીના શ્રેય માટે શ્રીઋષભદેવ પ્રભુનું બિંબ કરાવ્યું.

### ( ૧૩ )

સં. ૧૪૬૮ કાર્ત્તિક વદિ ૨ સોમવારે, અંચલગચ્છીય શ્રાવક શાહ કડુઆ( કડવા )એ પોતાના પિતા શેઠ મંડલિક અને માતા આલ્હના શ્રેય માટે શ્રી. મેરુતુંગસૂરિજીના ઉપદેશથી શ્રીપાર્શ્વનાથ પ્રભુની મૂર્ત્તિ કરાવીને તેની આચાર્ય મહારાજ પાસે પ્રતિષ્ઠા કરાવી.

### ( ૧૪ )

સં. ૧૪૭૮ વૈશાખ શુદિ ૧૩ સોમવારે, શ્રીશ્રીમાલ જ્ઞાતીય શેઠ જેસાની પ્રથમ ભાર્યા જસમાદે, બીજી ભાર્યા જાલ્હણદે, તેઓના પુત્ર શેઠ ગોધાએ શ્રીપાર્શ્વનાથપ્રભુનું બિંબ ભરાવ્યું, તેની પિપ્પલગચ્છીય શ્રીકમલચંદ્રસૂરિજીના પટ્ટધર શ્રીપ્રભાનંદસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે.

### ( ૧૫ )

સં. ૧૪૮૭ પોષ વદિ ૩ શુક્રવારે, શ્રીશ્રીમાલજ્ઞાતીય શેઠ સૂટાની પ્રથમ ભાર્યા ઊમાદે, બીજી ભાર્યા વાંઊ (વાંન્), તેઓના પુત્ર ધર્માએ પોતાનાં માત-પિતાના શ્રેય માટે શ્રીઆદિનાથ ભગવાનનું બિંબ કરાવ્યું અને તેની શ્રીબ્રહ્માણ-

( ૧૬ )

સં. ૧૫૦૦ વૈશાખ શુદિ ૫, પોરવાડજ્ઞાતીય સંઘ
ઉદયસિંહની ભાર્યા ચાંપલદેના પુત્ર સંઘવી નાથાંની ભાર
પોતાના પુત્રો ૧ સમધર, શ્રીધર, ૩ આસધર, ૪ દેવદ
અને પુત્રીઓ ૧ કપૂરી, ૨ કીબાઈ તથા ૩ પૂરાયી આ
કુટુંબથી યુકત બાઈ ફદી નામની શ્રાવિકાએ, પોતાના કલ્યા
માટે, શ્રીવર્ધમાનજિનનું બિંબ ભરાવ્યું અને તેની આચા
મહારાજ પાસે પ્રતિષ્ઠા કરાવી.

( ૧૭ )

સં. ૧૫૦૭ ફાગણ શુદિ ૩ બુધવારે, ઓસવાલ જ્ઞા
અને વઈતાલા (?) ગોત્રવાળા શાહ લાહડના પુત્ર શા
કુંવરાએ શ્રીમુનિસુવ્રત સ્વામીનું બિંબ ભરાવ્યું. તેની ખરતર
ગચ્છીય શ્રીજિનભદ્ર( ચંદ્ર )સૂરિજીના પટ્ટધર શ્રીજિનસાગર
સૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે.

( ૧૮ )

સં. ૧૫૧૨ ફાગણ શુદિ ૩ ને દિવસે, મહેસાણાનિવાસી
પોરવાડજ્ઞાતીય શેઠ વેલાની ભાર્યા બાઈ માંકૂ નામની
શ્રાવિકાએ પોતાના પુત્રો ૧ શેઠ દેવા અને ૨ જાવડ, તે બન્નેની
ભાર્યા ૧ મરગદે અને ૨ સુહાસિણી, તેઓના પુત્રો ૧
લાલા, ૨ વીસા, ૩ કુરપાલ, ૪ વીરપાલ પુત્ર સૂરદાસ આદિ
કુટુંબ પરિવારથી યુકત ( શ્રાવિકા માંકૂએ ) પોતાના શ્રેય
માટે શ્રીમુનિસુવ્રતસ્વામીનું બિંબ કરાવીને તેની તપાગચ્છીય
શ્રીરત્નશેખરસૂરિજી પાસે પ્રતિષ્ઠા કરાવી છે.

( ૧૯ )

# ધાતુપ્રતિમાના લેખો

( ૧૨ )

સં. ૧૨૧૪ માઘ શુદિ ૧૩, શાહ ૧ ધવલક અને ૨ સુદેવ નામના પુત્રોએ પોતાની માતા ણહુદેવીના શ્રેય માટે શ્રીઋષભદેવ પ્રભુનું બિંબ કરાવ્યું.

( ૧૩ )

સં. ૧૪૬૮ કાર્તિક વદિ ૨ સોમવારે, અંચલગચ્છીય શ્રાવક શાહ કડુઆ(કડવા)એ પોતાના પિતા શેઠ મંડલિક અને માતા આલ્હના શ્રેય માટે શ્રી મેરુતુંગસૂરિજીના ઉપદેશથી શ્રીપાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ કરાવીને તેની આચાર્ય મહારાજ પાસે પ્રતિષ્ઠા કરાવી.

( ૧૪ )

સં. ૧૪૭૮ વૈશાખ શુદિ ૧૩ સોમવારે, શ્રીશ્રીમાલ જ્ઞાતીય શેઠ જેસાની પ્રથમ ભાર્યા જસમાદે, બીજી ભાર્યા જાલ્હણદે, તેઓના પુત્ર શેઠ ગોધાએ શ્રીપાર્શ્વનાથપ્રભુનું બિંબ ભરાવ્યું, તેની પિપ્પલગચ્છીય શ્રીકમલચંદ્રસૂરિજીના પટ્ટધર શ્રીપ્રભાનંદસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે.

( ૧૫ )

સં. ૧૪૮૭ પોષ વદિ ૩ શુક્રવારે, શ્રીશ્રીમાલજ્ઞાતીય શેઠ સૂટાની પ્રથમ ભાર્યા ઊમાદે, બીજી ભાર્યા વાંઊ (વાંન), તેઓના પુત્ર ધર્માએ પોતાનાં માત-પિતાના શ્રેય માટે શ્રીઆદિનાથ ભગવાનનું બિંબ કરાવ્યું અને તેની શ્રીબ્રહ્માણ-ગચ્છીય શ્રીવીરસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે.

( ૧૬ )

સં. ૧૫૦૦ વૈશાખ શુદિ ૫, પોરવાડજ્ઞાતીય સંઘવી ઉદયસિંહની ભાર્યા ચાંપલદેના પુત્ર સંઘવી નાથાની ભાર્યા; પોતાના પુત્રો ૧ સમધર, શ્રીધર, ૩ આસધર, ૪ દેવદત્ત અને પુત્રીઓ ૧ કપૂરી, ૨ કીબાઈ તથા ૩ પૂરાયી આદિ કુટુંબથી યુક્ત બાઈ ફદી નામની શ્રાવિકાએ, પોતાના કલ્યાણ માટે, શ્રીવર્ધમાનજિનનું બિંબ ભરાવ્યું અને તેની આચાર્ય મહારાજ પાસે પ્રતિષ્ઠા કરાવી.

( ૧૭ )

સં. ૧૫૦૭ ફાગણ શુદિ ૩ બુધવારે, ઓસવાલ જ્ઞાતિ અને વઈતાલા (?) ગોત્રવાળા શાહ લાહડના પુત્ર શાહ કુંવરાએ શ્રીમુનિસુવ્રત સ્વામીનું બિંબ ભરાવ્યું. તેની ખરતર-ગચ્છીય શ્રીજિનભદ્ર(ચંદ્ર)સૂરિજીના પટ્ટધર શ્રીજિનસાગર-સૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે.

( ૧૮ )

સં. ૧૫૧૨ ફાગણ શુદિ ૩ ને દિવસે, મહેસાણાનિવાસી, પોરવાડજ્ઞાતીય શેઠ વેલાની ભાર્યા બાઈ માંકૂ નામની શ્રાવિકાએ પોતાના પુત્રો ૧ શેઠ દેવા અને ૨ જાવડ, તે બન્નેની ભાર્યા ૧ મરગદે અને ૨ સુહાસિણી, તેઓના પુત્રો ૧ લાલા, ૨ વીસા, ૩ કુરપાલ, ૪ વીરપાલ પુત્ર સૂરદાસ આદિ કુટુંબ પરિવારથી યુક્ત (શ્રાવિકા માંકૂએ) પોતાના શ્રેય માટે શ્રીમુનિસુવ્રતસ્વામીનું બિંબ કરાવીને તેની તપાગચ્છીય શ્રીરત્નશેખરસૂરિજી પાસે પ્રતિષ્ઠા કરાવી છે.

( ૧૯ )

સં. ૧૫૨૩ વૈશાખ વદિ ૪ ગુરુવારે, પોરવાડજ્ઞાતીય

શેઠ કર્મણ, તેની ભાર્યા કપૂરી, તેનો પુત્ર શેઠ કડૂઆ (કડવા), તેની ભાર્યા માનૂં, તેના પુત્રો શેઠ ૧ ધર્મસી તથા ૨ અડૂઆ વગેરે કુટુંબથી યુક્ત શેઠ કર્મણે શ્રીકુંથુનાથ ભગવાનનું બિંબ કરાવ્યું તેની ચૈત્રવાલગચ્છીય શ્રી....દેવસૂરિજીના પટ્ટધર શ્રીરત્નદેવસૂરિજીએ પાટણમાં પ્રતિષ્ઠા કરી છે.

(૨૦)

સં. ૧૫૨૪ ચૈત્ર વદિ ૫ સોમવારે, શ્રીશ્રીમાલીજ્ઞાતીય મંત્રી સિંઘાની ભાર્યા ધરણુના પુત્ર ધનાએ પોતાની ભાર્યા રાણી, તેના પુત્રો ૧ હાપા, ૨ હીરા, ૩ વસ્તા; તેમાં હાપાની ભાર્યા કુંવરી આદિ પરિવારથી યુક્ત (મંત્રી ધનાએ) પોતાના કલ્યાણ માટે મૂ.ના. શ્રીસંભવનાથથી યુક્ત ચતુર્વિંશતિજિનપટ્ટ –ચોવીશી કરાવી. તેની પૂર્ણિમાપક્ષની પ્રથમ શાખાના શ્રીવિદ્યાશેખરસૂરિની પરંપરામાં થયેલા શ્રીગુણસુંદરસૂરિજીના ઉપદેશથી શ્રાવકોએ વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી છે. વાચનાચાર્ય શ્રીજ્ઞાનકલશ સદા નમસ્કાર કરે છે.

(૨૧)

સં. ૧૫૩૦ માઘ વદિ ૨ શુક્રવારે, પાડલાનિવાસી, શ્રીશ્રીમાલજ્ઞાતીય, પોતાના પિતા ખોખા, માતા શાણી અને ભાઇ રાજાના કલ્યાણ માટે; પોતાની ભાર્યા ગુરી, તેનો પુત્ર વાઘા, તેની ભાર્યા ઊચ્છી વગેરે પરિવારથી યુક્ત શેઠ રત્નાએ શ્રીવાસુપૂજ્ય પ્રભુનું બિંબ કરાવીને તેની પિપ્પલગચ્છીય ભટ્ટારક શ્રીગુણસાગરસૂરિજી પાસે પ્રતિષ્ઠા કરાવી છે.

(૨૨)

સં. ૧૫૩૪ જેઠ વદિ ૨ સોમવારે, વીસલનગરનિવાસી, પ્રોરવાડજ્ઞાતીય, વ્યવહારી–વેપારી વરસિંહના પુત્ર વ્યવહારી

સાલિગની ભાર્યા સાહૂના પુત્ર દેવરાજે પોતાની ભાર્યા રત્નાઈ ભાઈઓ ૧ વાનર, ૨ અમરસિંહ પ્રમુખ કુટુંબથી યુક્ત (દેવરાજે) શ્રીશ્રેયાંસનાથ પ્રભુનું બિંબ કરાવીને તેની દ્વિવંદનિક ગચ્છીય શ્રીલબ્ધિસૂરિજી પાસે પ્રતિષ્ઠા કરાવી છે.

(૨૩)

સં. ૧૬૨૮ ફાગણ શુદી ૭ બુધવારે, પાટણનિવાસી, પોરવાડજ્ઞાતીય, પોતાની ભાર્યા કસ્તુરાબાઈ, તેના પુત્ર જયવંત, તેની પ્રથમ ભાર્યા પૂંજી, બીજી ભાર્યા હરબાઈ, તેમના પુત્રો ૧ શ્રીવંત, ૨ શ્રીપાલ વગેરે કુટુંબથી યુક્ત શેઠ દામૂએ શ્રીનેમિનાથ પ્રભુનું બિંબ કરાવીને તેની શ્રીમાન્ વિજયદાન-સૂરીશ્વરજી મહારાજના પટ્ટધર શ્રીમાન્ હીરવિજયસૂરીશ્વરજી મહારાજ પાસે પ્રતિષ્ઠા કરાવી છે. (આ પંચતીર્થી મોટી છે અને તેમાં મૂ. ના. ની મૂર્તિ સ્ફટિક રત્નની છે.)

(૨૪)

પંચાસરનિવાસી કોઈ શ્રાવકે આ ચોવીશી કરાવી છે, અને તેની બ્રહ્માણગચ્છીય શ્રીમુનિચંદ્રસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે. આ લેખનો પ્રારંભનો ભાગ ખંડિત છે.

## જૂના દેરાસરના લેખો

જૂના મંદિરનાં મૂળ ગભારો, ગૂઢમંડપ, ચોકીઓ અને સભામંડપનું અત્યારે નામ-નિશાન પણ રહ્યું નથી. તેથી તેમાંના લેખો મળી શકયા નથી. ભમતીની લગભગ બધી દેરીઓ અને ગભારાની બારશાખો વગેરે ઉપર લેખો છે, તે બધા ઉતારીને અહીં આપ્યા છે. જૂના દેરાસરમાંથી કુલ ૩૫ લેખો મળ્યા છે. તેમાંથી ૨૮ લેખો સંવતવાળા અને ૭

શેઠ કર્મણ, તેની ભાર્યા કપૂરી, તેનો પુત્ર શેઠ કડૂઆ (કડવા), તેની ભાર્યા માનૂં, તેના પુત્રો શેઠ ૧ ધર્મસી તથા ૨ મહૂઆ વગેરે કુટુંબથી યુક્ત શેઠ કર્મણે શ્રીકુંથુનાથ ભગવાનનું બિંબ કરાવ્યું તેની ચૈત્રવાલગચ્છીય શ્રી....દેવસૂરિજીના પટ્ટધર શ્રીરત્નદેવસૂરિજીએ પાટણમાં પ્રતિષ્ઠા કરી છે.

(૨૦)

સં. ૧૫૨૪ ચૈત્ર વદિ ૫ સોમવારે, શ્રીશ્રીમાલીજ્ઞાતીય મંત્રી સિંઘાની ભાર્યા ધરણુના પુત્ર ધનાએ પોતાની ભાર્યા રાણી, તેના પુત્રો ૧ હાપા, ૨ હીરા, ૩ વસ્તા; તેમાં હાપાની ભાર્યા કુંવરી આદિ પરિવારથી યુક્ત (મંત્રી ધનાએ) પોતાના કલ્યાણ માટે મૂ ના. શ્રીસંભવનાથથી યુક્ત ચતુર્વિંશતિજિનપટ્ટ —ચોવીશી કરાવી. તેની પૂર્ણિમાપક્ષની પ્રથમ શાખાના શ્રીવિદ્યાશેખરસૂરિની પરંપરામાં થયેલા શ્રીગુણસુંદરસૂરિજીના ઉપદેશથી શ્રાવકોએ વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી છે. વાચનાચાર્ય શ્રીજ્ઞાનકલશ સદા નમસ્કાર કરે છે.

(૨૧)

સં. ૧૫૩૦ માઘ વદિ ૨ શુક્રવારે, પાડલાનિવાસી, શ્રીશ્રીમાલજ્ઞાતીય, પોતાના પિતા ઓણા, માતા શાણી અને ભાઇ રાજાના કલ્યાણ માટે; પોતાની ભાર્યા ગુરી, તેનો પુત્ર વાધા, તેની ભાર્યા ઊચ્છી વગેરે પરિવારથી યુક્ત શેઠ રત્નાએ શ્રીવાસુપૂજ્ય પ્રભુનું બિંબ કરાવીને તેની પિપ્પલગચ્છીય ભટ્ટારક શ્રીગુણસાગરસૂરિજી પાસે પ્રતિષ્ઠા કરાવી છે.

(૨૨)

સં. ૧૫૩૪ જેઠ વદિ ૨ સોમવારે, વીસલનગરનિવાસી, ઓસવાલજ્ઞાતીય, વ્યવહારી–વેપારી વરસિંહના પુત્ર વ્યવહારી

સાલિગની ભાર્યા સાહૂના પુત્ર દેવરાજે પોતાની ભાર્યા રત્નાઈ, ભાઈઓ ૧ વાનર, ૨ અમરસિંહ પ્રમુખ કુટુંબથી યુકત (દેવરાજે) શ્રીશ્રેયાંસનાથ પ્રભુનું બિંબ કરાવીને તેની દ્વિવંદનિક-ગચ્છીય શ્રીલબ્ધિસૂરિજી પાસે પ્રતિષ્ઠા કરાવી છે.

( ૨૩ )

સં. ૧૬૨૮ ફાગણ શુદી ૭ બુધવારે, પાટણનિવાસી, પોરવાડજ્ઞાતીય, પોતાની ભાર્યા કસ્તૂરાબાઈ, તેના પુત્ર જયવંત, તેની પ્રથમ ભાર્યા પૂંજી, બીજી ભાર્યા હરખાઈ, તેમના પુત્રો ૧ શ્રીવંત, ૨ શ્રીપાલ વગેરે કુટુંબથી યુકત શેઠ દામૂએ શ્રીનેમિનાથ પ્રભુનું બિંબ કરાવીને તેની શ્રીમાન્ વિજયદાન-સૂરીશ્વરજી મહારાજના પટ્ટધર શ્રીમાન્ હીરવિજયસૂરીશ્વરજી મહારાજ પાસે પ્રતિષ્ઠા કરાવી છે. ( આ પંચતીર્થી મોટી છે અને તેમાં મૂ. ના. ની મૂર્ત્તિ સ્ફટિક રત્નની છે.)

( ૨૪ )

પંચાસરનિવાસી કોઈ શ્રાવકે આ ચોવીશી કરાવી છે, અને તેની બ્રહ્માણગચ્છીય શ્રીમુનિચંદ્રસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે. આ લેખનો આરંભનો ભાગ ખંડિત છે.

## જૂના દેરાસરના લેખો

જૂના મંદિરનાં મૂળ ગભારો, ગૂઢમંડપ, ચોકીઓ અને સભામંડપનું અત્યારે નામ-નિશાન પણ રહ્યું નથી. તેથી તેમાંના લેખો મળી શકયા નથી. ભમતીની લગભગ બધી દેરીઓ અને ગભારાની બારશાખો વગેરે ઉપર લેખો છે, તે બધા ઉતારીને અહીં આપ્યા છે. જૂના દેરાસરમાંથી કુલ ૩૫ લેખો મળ્યા છે. તેમાંથી ૨૮ લેખો સંવતવાળા અને ૭

લેખો સંવતવિનાના છે. સંવતવાળા લેખોમાં જૂનામાં જૂનો વિ. સં. ૧૬૫૨નો અને નવામાં નવો વિ. સં. ૧૬૯૮નો છે તેમાં પણ સં ૧૬૬૨ અને ૧૬૬૩ના પંદર લેખો છે. એટલે આ બે વર્ષોમાં પ્રતિષ્ઠા વધારે થઈ છે પાંત્રીસ લેખો-માંથી ૩ લેખો ભમતીના ગભારાના, ૨ લેખો સ્તંભો પરના અને ૩૦ લેખો દેરીઓની બારશાખો પરના છે. પાંચ ગભારામાંથી ત્રણ ગભારામાં લેખો છે, બેમાં નથી. આ ત્રણે લેખો કાંઈક વિસ્તારવાળા, સંસ્કૃત ભાષાના અને શાસ્ત્રી લિપિ-માં ખોદેલા છે. તે સિવાયની લગભગ બધી દેરીઓ પરના લેખો ગુજરાતી જેવી ભાષામાં અને સાવ ટૂંકા છે; તેમાં ફક્ત સંવત-મિતિ અને દેરીઓ કરાવનારનાં અથવા તો તેમાં મૂર્તિઓ પધરાવનારનાં કે તેમનાં કુટુંબીઓનાં નામો અને કોઈકમાં ગામનાં નામ આપેલ છે પ્રતિષ્ઠા કરનાર આચાર્યનું નામ એકે લેખમાં આપ્યું નથી. તેમ જ એ ગભારા અને દેરીઓની પ્રતિષ્ઠા જુદા જુદા સવંતોમાં થયેલી છે; બધી દેરીઓની પ્રતિષ્ઠા સાથે થઈ નથી. ૩ દેરીઓમા લેખોની પાસે જ મધપુડા હોવાથી તે લેખો ઉતારી શકાયા નથી, તેમ જ કેટલીક દેરીઓ અને તેની બારશાખો નષ્ટ થઈ જવાથી તેના લેખો પણ નષ્ટ થઈ ગયા છે.

(૨૫)

શા. લુંબાના પુત્ર હરજીની ભાર્યા મઘીની દેરી.

(૨૬)

શ્રીશ્રીમાલીજ્ઞાતીય, પોતાની ભાર્યા બાઈ મણબાઈ તથા પુત્રો ૧ કાનસિંહ, ૨ પૂનસિંહ, ૩ આશકરણ, ૪ અમકરણ, ૫ દેવકરણ આદિ પરિવારથી યુક્ત શાહ ગોવિંદે આ દેરીની સં. ૧૬૬૫ના આસો શુદિ ૫ને દિવસે પ્રતિષ્ઠા કરાવી છે.

( ૨૭ )

સં. ૧૬૫૩ કારતક વદ ૧૧ રવિવારે, ગામ દાવદના રહેવાસી, માતા કોડિમદેના પુત્રો ૧ શાહ સૂરજી, ૨ શા. તેજપાલ, ૩ શ્રીચંદ અને તેનો પુત્ર રતન, એમણે અહીં ત્રણ દેરીઓ કરાવી.

( ૨૮ )

શ્રીરાજનગર–અમદાવાદનિવાસી, નંદરબારી, વીશા ઓસવાલ શાહ સહસ્રકિરણની ભાર્યા રૂપાદે (?) ના પુત્ર શાહ શાંતિદાસના પુત્ર રૂપાએ આ દેવકુલિકા–દેરી કરાવી છે.

( ૨૯–૩૦ )

આ બન્ને લેખો એક જ કુટુંબના હોવાથી બન્નેની પ્રતિષ્ઠા એક સાથે, એક જ સંવત–મિતિમાં, થઈ હોવી જોઈએ.

(૨૯) સં. ૧૬૬૬ પોષ વદિ ૮ રવિવારે, ગામ નટીપદ્ર–નડિયાદના રહેવાસી, શ્રીશ્રીમાલીજ્ઞાતીય, વૃદ્ધશાખીય, પરીખ જાવડની ભાર્યા જસમાદેના પુત્ર, પોતાની ભાર્યા સપૂરદે પ્રમુખ કુટુંબ પરિવારથી યુક્ત, પરીખ નાથજીએ પોતાના કલ્યાણ માટે શંખેશ્વર ગામમાં શ્રીપાર્શ્વનાથનું મૂળ મંદિર છે, તેની ઉત્તર દિશામાં 'ભદ્ર' નામનો પ્રાસાદ (ભમતીમાં મોટો ગભારો) સેંકડો રૂપિયાના ખર્ચથી કરાવ્યો છે, તે ભવ્ય પ્રાણીઓથી વંદાતો ઘણા કાળ સુધી વિદ્યમાન રહો!

(૩૦) નડિયાદનિવાસી પરીખ જાવડના પુત્ર હરજીના પુત્ર કહાનજીએ, પોતની ભાર્યા નારિંગદે અને પુત્રી નાથી પ્રમુખ કુટુંબથી યુક્ત (કહાનજીએ), આ દેરી કરાવી છે.

( ૩૧ )

સંઘવી વર્ધમાન સમરસિંહ પટણીની દેરી

( ૩૨ )

સં. ૧૬૬૩ પોષ શુદિ ૧૩, પટણી...........................

( ૩૩ )

પટણી સોની લહૂઆની ભાર્યા ૧ બાઈ અણુ, ૨ બાઈ અરમીની દેરી.

( ૩૪ )

પરીખ પદમા લાલા પટણીની દેરી.

( ૩૫ )

સિદ્ધપુરનિવાસી સંઘવી વરધના પુત્ર વીરજીની દેરી. સં. ૧૬૫૨.

( ૩૬-૩૭-૩૮-૩૯-૪૦-૪૧-૪૨ )

આ સાતે લેખો, પાટણનિવાસી, માતરાછ અટકવાળા, સોની તેજપાલના-એક જ ધણીના-હોય તેમ લાગે છે. તેણે પોતાના કુટુંબની જુદી જુદી વ્યક્તિઓના શ્રેય માટે મંદિરની પાછળનો ભમતીનો મોટો ગભારો ૧ અને તેની પાસેની નં. ૨૫, ૨૬, ૨૭, ૨૮, ૨૯વાળી દેરીઓ પાંચ કરાવી છે.

તેમાંના પ્રથમના બે લેખ પાછળના ગભારાની બન્ને બાજુના બે સ્તંભો પર એક સરખી જ મતલબના છે. બાકીના પાંચ લેખો નં. ૨૫થી ૨૯ સુધીની પાંચ દેરીઓની બારશાખો પર ખોદેલા છે. આ સાત લેખોમાંથી પ્રથમના પાંચ લેખો સં. ૧૬૬૨ના કારતક શુદિ ૭ રવિવારના છે, જ્યારે છેલ્લા બે લેખો સં. ૧૬૬૩ કારતક શુદિ ૯ના છે. એટલે એક ગભારો અને ત્રણ દેરીઓની પ્રતિષ્ઠા એક સાથે

સં. ૧૬૬૨માં અને છેલ્લી બે દેરીઓની પ્રતિષ્ઠા સં. ૧૬૬૩માં એક સાથે થઈ હોય તેમ લાગે છે.

(૩૬–૩૭) સોની તેજપાલની ભાર્યા બાઈ અપૂના શ્રેય માટે ભમતીમાં પાછળનો મોટો ગભારો કરાવ્યો.

(૩૮) સોની તેજપાલની પુત્રી બાઈ કામાના શ્રેય માટે દેરી ૧.

(૩૯) સોની તેજપાલના પુત્ર વિજયધરની પ્રથમ ભાર્યા બાઈ જમાના શ્રેય માટે દેરી ૧.

(૪૦) સોની તેજપાલના પુત્ર વિજયધરની બીજી ભાર્યા બાઈ સરસુના શ્રેય માટે દેરી ૧.

(૪૧)......................અંબાઈના શ્રેય માટે દેરી ૧.

(૪૨) સોની તેજપાલ(ના પુત્ર વિજયધરની?) પુત્રી બાઈ વછાઈના શ્રેય માટે દેરી ૧.

( ૪૩ )

સં. ૧૬૬૧ માઘ વદિ ૮, પારી કાલુરાજ,

( ૪૪ )

સં. ૧૬૬૨ કારતક શુદિ ૭, અમદાવાદનિવાસી બાઈ પૂનાની દેરી.

( ૪૫ )

સં. ૧૬૮૬ અષાડ શુદિ ૧૩ રવિવાર, શાહ સુંદરઅણુની ભાર્યા સરવદેના પુત્ર શામલદાસની ભાર્યાઓ ૧ કેસરદે, ૨ સુજાણદેના પુત્ર અચલદાસની દેરી.

( ૪૬ )

સં. ૧૬૬૨ માઘ શુદિ ૧૩ સોમવાર, અમદાવાદ-

નિવાસી દોસી સહુઆની ભાર્યા બાઈ ટબૂબાઈના પુત્ર દોસી પૂનીઆની દેરી.

( ૪૭ )

સં. ૧૬૮૯ અષાડ શુદિ ૧૩ રવિવાર, પટણી શાહ વર્ધમાનની ભાર્યા બાઈ ગંગાની દેરી.

( ૪૮ )

સં. ૧૬૬૩ કારતક શુદિ ૧૧ સોમવાર, પાટણવાળા શાહ સોહલની ભાર્યા બટીબાઈની દેરી.

( ૪૯ )

સં. ૧૬૬૬ પોષ વદિ ૮ રવિવારે, અમદાવાદનિવાસી વીશા ઓસવાલજ્ઞાતીય, મીઠડીયા ગોત્રવાળા શાહ સમરસિંહની ભાર્યા હંસાઈના પુત્ર; પોતાની પ્રથમ ભાર્યા હર્ષાદે, બીજી ભાર્યા સુખમાદે અને ધર્મપુત્ર વાઘજી પ્રમુખ કુટુંબથી યુક્ત શાહ શ્રીપાલે ભમતીમાં ઉત્તર દિશા સન્મુખ ( મૂળ મંદિરથી દક્ષિણ દિશામાં ) 'ભદ્ર' નામનો પ્રાસાદ-મોટો ગભારો કરાવ્યો.

( ૫૦ )

સં. ૧૬૬૨, પાટણનિવાસી શેઠ સહદેવચ્છના પુત્રો શાહ ૧ ધનજી તથા ૨ મનજીની દેરી.

( ૫૧ )

સં. ૧૬૯૮, ( નામ ઘસાઈ ગયેલ છે. )

( ૫૨ )

સં. ૧૬૬૧, પાટણવાળા શેઠ સીરાજની ભાર્યા બાઈ ટાંકુની દેરી.

( ૫૩ )

સં. ૧૬૬૨, પાટણવાળા શાહ જેચંદ, શરચંદ, પૂજા, હોવજીની દેરી.

( ૫૪ )

સં. ૧૬૬૩ પોષ વદિ ૧૦, ગામ પાડલાવાળા દોસી વીરજીની દેરી.

( ૫૫ )

સં. ૧૬૭૨ જેઠ શુદિ ૨, મુંજપુરનિવાસી........... વોરા સાજણ, બાઇ કાન્હાઇ, વોરા ડેઠા, વોરા મંગલ, વોરા ડુંગરનો પ્રાસાદ ૧ (દક્ષિણ દિશા તરફનો મોટો ગભારો).

( ૫૬ )

સં. ૧૬૬૪, કારતક..............પટણી શાહ ધનજી, કહાનજીની દેરી.

( ૫૭ )

.................................પાટણવાળા રતનની દેરી. સલાટ વાધી જીવલાલ

( ૫૮ )

સં. ૧૬૬૩ માહ વદિ ૧૩ શનિવાર, સાણંદના શ્રીસંઘ સમસ્તની દેરી.

## ધર્મશાળા વગેરેના લેખો

( ૫૯ )

સં. ૧૮૩૬ શ્રાવણ શુદિ ૨, આ ધર્મશાળા (ટાંકા-

વાળી ધર્મશાળાનો જૂના દેરાસર તરફનો–રાજરસ્તા તરફનો ભાગ ) સમસ્ત સંઘે, જમીન અઘાટ વેચાણ લઈને, રાધનપુરવાળા શાહ કશલચંદ મૂળજીની મારફત કરાવી છે. સલાટ હમીરે બાંધી છે. કારીગર દરગમ, લાલા. લિ. ગુમાસ્તા ભટ શંકર.

(૬૦)

સં. ૧૮૫૪ વૈશાખ શુદિ ૩ ગુરુવાર, શંખેશ્વરજી તીર્થની આ ધર્મશાળા ( ટાંકાવાળી ધર્મશાળાનો નવા દેરાસર તરફનો ભાગ) સમસ્ત શ્રીસંઘે, જમીન અઘાટ વેચાણ લઈને, રાધનપુરના શ્રીસંઘે મુકરર કરેલ પાંચ ગૃહસ્થો— (૧) મસાલીયા હેમજી જીવણદાસ, (૨) શાહ રંગજી જેવંત, (૩) શાહ દાનસંગ મેઘજી, (૪) શાહ કશલચંદ મૂલજી અને (૫) શેઠ વાલજી કુંવરપાલ — ની કમિટી મારફત કરાવી છે. તેનું ખત–ખરાજાતનું ( આવક–જાવકનું ) નામું . રાધનપુરમાં છે. શ્રીગોડજ્ઞાતિના બ્રાહ્મણ ગુમાસ્તા શંકર તથા વનમાળીએ સાથે રહીને કામ કરાવ્યું છે. શ્રીરાધનપુરનિવાસી કારીગર સોમપુરા–સલાટ પરસોતમ દયારામ, સલાટ સુખરામ, વડનગરા સુરચંદ અને સિદ્ધપરા પરસોતમ વગેરેએ આ આ ધર્મશાળા બાંધી છે.

(૬૧)

સં. ૧૮૭૪ માગશર શુદિ ૩ ને દિવસે નવા મંદિરના કંપાઉંડના ગઢનો આ કોઠો પૂરો કર્યો.

(૬૨)

સંવત્ ૧૯૧૬, શાકે ૧૭૮૧, માઘ શુદિ ૭ સોમવારે,

શ્રીપાર્શ્વચંદ્રસૂરિગચ્છેશ–શ્રીપાયચંદગચ્છનાયક ભટ્ટારક શ્રી ૧૦૮ શ્રીહર્ષચંદ્રસૂરીશ્વરની આ પાદુકાની તેમના શિષ્ય મુક્તિચંદે પ્રતિષ્ઠા કરી છે.

## સુરભી–સરઈના લેખો

ચૌદમા પ્રકરણમાં ગૌચર જમીનની હકીકતમાં લખ્યા પ્રમાણે શંખેશ્વર ગામની ઉત્તર દિશા તરફના ઝાંપા બહાર, ખારસોલ તળાવની પાસે, ગામ ખંડિયાના રસ્તા ઉપર આવેલ, અને હાલ જ્યાં શંખેશ્વરજીના કારખાનાની મંજૂરીથી ગામના ખેડૂતો ખળાં તૈયાર કરે છે, તે અને તેની આસ-પાસની જમીન 'ઉંટવાળીયા' ખેતરની છે. આ ઉંટવાળીયું ખેતર અને તેની આસપાસની જમીન શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ-ના દેરાસરને અર્પણ કરીને ગૌચર માટે છૂટી મૂકયાની હકીકતને જણાવતા સુરભી–સરઈના પાંચ પથ્થરો ઉક્ત જમીનમાં છેટે છેટે ખોડેલા છે, તેમાંથી ત્રણ સરઈના લેખો મહામહેનતે વાંચી, તેનો જેટલો ભાગ વંચાણો તેટલો ભાગ ઉતારી લઈને, લેખાંક ૬૩, ૬૪, ૬૫માં આપેલ છે. બાકીની બે સરઈના લેખોના અક્ષરો સાવ ઘસાઈ ગયેલા હોવાથી વાંચી શકાણા નથી, તેમાં કોઈ બીજા ખેતરને પણ શંખે-શ્વરજીને અર્પણ કરીને ગૌચર માટે છૂટું મૂકયાનો ઉલ્લેખ હોવાની સંભાવના છે.

આ સરઈના દરેક પથ્થરોમાં સૌથી ઉપર સૂર્ય અને ચંદ્ર કોતરેલ છે. તેની નીચે એક તરફ ધાવતા વાછડા સહિત ગાય અને બીજી તરફ સૂવર કોતરેલ છે. તેની નીચે લેખ

ઓઢિયા આપેલા છે અને આ પ્રદેશમાં તે સમયે બોલાતી ભાષા–દેશી ભાષા તેમાં વાપરેલી છે.

આ ત્રણે લેખો જુદા જુદા સંવતોના છે. તેમાંના બે લેખોમાં તો 'ઉંટવાળીયા' ખેતરનો ઉલ્લેખ કરેલો છે. ત્રીજા લેખના ઘણાખરા અક્ષરો ઘસાઈ જવાથી વાંચી શકાયા નથી, તેથી તે લેખ 'ઉંટવાળીયા' ખેતર માટે છે કે બીજા માટે? –તે નક્કી થઇ શકયું નથી. 'ઉંટવાળીયા' ખેતરના, ભાઈઓમાં ભાગ વહેંચાણા હશે, અને પછી જુદા જુદા ભાઈઓએ પોતપોતાના ભાગની જમીન જુદા જુદા સંવતોમાં ગોચર માટે છૂટી મૂકી હશે, એમ જણાય છે. તે ત્રણે લેખોનો ભાવાર્થ આ પ્રમાણે છે:—

(૬૩)

શેઠ શ્રીગણેશચંદ શાંતિદાસ, ઝાલા શ્રીઅમરાજી, ઝાલા શ્રીરામદાસજી, પટેલ સજણ, અસેરામ, પુંજા, વટેલ કરશન વગેરેની સાક્ષીથી, ગામ શંખેશ્વરના પટેલ સિંધવ જેધા દેવલોક પહોંચ્યા, તેનું આ 'ઉંટવાળીયું, ખેતર, ગામના સમસ્ત લોકોએ મળીને, રાજ્યને તેની કિંમત આપીને, સં. ૧૭૭૨ના માઘ શુદિ ૨ ને બુધવારે શંખેશ્વરજીને અર્પણ કરીને ગોચર માટે છૂટું મૂકયું છે. તેને જે લોપે તે હિંદુને ગાય માર્યાનુ અને મુસલમાનને સૂવર માર્યાનું પાપ છે.

(૬૪)

સં. ૧૭૫૫ના કારતક શુદિ ૨ને દિવસે, પટેલ સિંધવ અસેરામ વરખાનું આ 'ઊંટવાળીયુ' ખેતર, ગામના સમસ્ત લોકોએ મળીને દેરાસરજીમાં અર્પણ કરીને ગોચર માટે છૂટું

મૂક્યું છે. ગામના લોકોએ મતુ કરીને ગોચર મૂક્યું છે તેને બરાબર પાળે. આને જે લોપે તે હિંદુને વાછડા શીખે ગાય માર્યાનું અને મુસલમાનને સૂવર માર્યાનું પાપ છે.

( ૬૫ )

સં. ૧૭૩૨ના ચૈત્ર વદિ ૮ ને રવિવારે............... તથા સંજાણુ, દેવા........ગામ મળીને ગોચર મૂક્યું છે.

( ૬૬ )

નવા દેરાસરની બહારની ઓસરીમાં કેશર–સુખડ ઘસવાની ઓરડી છે, તેની પાસેની ઓસરીની નીચે જમીનમાં 'સરઈ'નો એક પથ્થર ખોડેલો છે. આ પથ્થરની લંબાઈ લગભગ ઇંચ ૪૨ અને પહોળાઇ આશરે ઈંચ ૧૮ની છે. આ પથ્થરને મથાળે સૂર્ય અને ચંદ્ર તથા તેની નીચે ધાવતા વાછરડા શીખે ગાય અને સૂવર કોતરેલ છે. તેની નીચે ૧૨ લાઈનોનો તે સમયની આ પ્રદેશમાં ચાલુ ભાષાનો, કાંઈક બોડિયા અક્ષરવાળો, વિ. સં. ૧૮૨૪નો એક લેખ કોતરેલ છે. આ લેખના અક્ષરોના વળાંકો ખરાબ હોવાથી તથા ઘણા અક્ષરો ઘસાઈ ગયેલા હોવાથી તે પૂરેપૂરો વાંચી શકાયો નથી. જેટલો ભાગ વંચાયો છે તેનાથી તેનો પૂરેપૂરો ભાવાર્થ ચોક્કસ રીતે નીકળી શકતો નથી; બાકીનો ભાગ વંચાય તો તેનો ચોક્કસ ભાવાર્થ જાણી શકાય. છતાં જેટલો ભાગ વંચાયો છે તે ઉપરથી જે હકીકત સમજાય છે તે આ પ્રમાણે છે:—

વિ. સં. ૧૮૨૪નો, (રાધનપુરના કે સમીના તે વખતના નવાબ સાહેબ) ખાન આજમ શ્રી હુસનખાનજીના પુત્ર ખાન ગાગ[illegible]

ખોડિયા આપેલા છે અને આ પ્રદેશમાં તે સમયે બોલાતી ભાષા–દેશી ભાષા તેમાં વાપરેલી છે.

આ ત્રણે લેખો જુદા જુદા સંવતોના છે. તેમાંના બે લેખોમાં તો 'ઉંટવાળીયા' ખેતરનો ઉલ્લેખ કરેલો છે. ત્રીજા લેખના ઘણાખરા અક્ષરો ઘસાઈ જવાથી વાંચી શકાયા નથી, તેથી તે લેખ 'ઉંટવાળીયા' ખેતર માટે છે કે બીજા માટે? –તે નક્કી થઈ શકયું નથી. 'ઉંટવાળીયા' ખેતરના, ભાઈ-ઓમાં ભાગ વહેંચાણા હશે, અને પછી જુદા જુદા ભાઈ-ઓએ પોતપોતાના ભાગની જમીન જુદા જુદા સંવતોમાં ગોચર માટે છૂટી મૂકી હશે, એમ જણાય છે. તે ત્રણે લેખોનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—

(૬૩)

શેઠ શ્રીગણેશચંદ શાંતિદાસ, ઝાલા શ્રીઅમરાજી, ઝાલા શ્રીરામદાસજી, પટેલ સજણ, અભેરામ, પુંજા, વઢેલ કરશન વગેરેની સાક્ષીથી, ગામ શંખેશ્વરના પટેલ સિંધવ જોધા દેવલોક પહોંચ્યા, તેનુ આ 'ઉંટવાળીયું, ખેતર, ગામના સમસ્ત લોકોએ મળીને, રાજ્યને તેની કિંમત આપીને, સં. ૧૭૭૨ના માઘ શુદિ ૨ ને બુધવારે શંખેશ્વરજીને અર્પણ કરીને ગોચર માટે છૂટું મૂકયું છે. તેને જે લોપે તે હિંદુને ગાય માર્યાનુ અને મુસલમાનને સૂવર માર્યાનું પાપ છે.

(૬૪)

સં. ૧૭૫૫ના કારતક શુદિ ૨ને દિવસે, પટેલ સિંધવ અભેરામ વરખાનું આ 'ઊંટવાળીયું' ખેતર, ગામના સમસ્ત લોકોએ મળીને દેરાસરજીમાં અર્પણ કરીને ગોચર માટે છૂટું

મૂક્યું છે. ગામના લોકોએ મતુ કરીને ગોચર મૂક્યું છે તેને ચરાબર પાળે. આને જે લોપે તે હિંદુને વાછડા શીખે ગાય માર્યાનું અને મુસલમાનને સૂવર માર્યાનું પાપ છે.

( ૬૫ )

સં. ૧૭૩૨ના ચૈત્ર વદિ ૮ ને રવિવારે............... તથા સંજાણુ, દેવા.......ગામ મળીને ગોચર મૂક્યું છે.

( ૬૬ )

નવા દેરાસરની બહારની ઓસરીમાં કેશર-સુખડ ઘસવાની ઓરડી છે, તેની પાસેની ઓસરીની નીચે જમીનમાં 'સરઈ'નો એક પથ્થર ખોડેલો છે. આ પથ્થરની લંબાઈ લગભગ ઇંચ ૪૨ અને પહોળાઈ આશરે ઈંચ ૧૮ની છે. આ પથ્થરને મથાળે સૂર્ય અને ચંદ્ર તથા તેની નીચે ધાવતા વાછરડા શીખે ગાય અને સૂવર કોતરેલ છે. તેની નીચે ૧૨ લાઈનોનો તે સમયની આ પ્રદેશમાં ચાલુ ભાષાનો, કાંઈક બોડિયા અક્ષરવાળો, વિ. સં. ૧૮૨૪નો એક લેખ કોતરેલ છે. આ લેખના અક્ષરોના વળાંકો ખરાબ હોવાથી તથા ઘણા અક્ષરો ઘસાઈ ગયેલા હોવાથી તે પૂરેપૂરો વાંચી શકાયો નથી. જેટલો ભાગ વંચાયો છે તેનાથી તેનો પૂરેપૂરો ભાવાર્થ ચોક્કસ રીતે નીકળી શકતો નથી; બાકીનો ભાગ વંચાય તો તેનો ચોક્કસ ભાવાર્થ જાણી શકાય. છતાં જેટલો ભાગ વંચાયો છે તે ઉપરથી જે હકીકત સમજાય છે તે આ પ્રમાણે છે:—

વિ. સં. ૧૮૨૪નો, (રાધનપુરના કે સમીના તે વખતના નવાબ સાહેબ) ખાન આજમ શ્રી

વાલપખાનજી[૧૦૧] (?)ના સમયના દાનપત્રનો આ લેખ છે. ગામના મુખી, પટેલો વગેરે સમસ્ત આગેવાનોની સાક્ષીમાં આ દાનપત્રનો લેખ લખાયો હોય તેમ જણાય છે. પણ આ લેખ શી બાબત માટે છે?—તે ચોક્કસ રીતે આ લેખ પરથી જાણી શકાયું નથી. કદાચ આ મંદિરને કંઈ ખેતર વગેરે જમીન રાજ્યે ભેટ કરી હોય તેનો અથવા તો આ તીર્થધામ અને કારખાનાની જકાત ઘણાં વર્ષોથી માફ છે તે બાબતનો અથવા ચૈત્રીપૂનમના મેળા ઉપર વહેપારીઓ ગમે તેટલો માલ લાવે તેની જકાત ઘણાં વર્ષોથી માફ છે તે બાબતનો આ લેખ હોય. ગમે તે બાબત હોય, પણ આ સરઈનો લેખ કંઈક માફ કર્યાનો એટલે કે દાનપત્રનો છે એમાં શક નથી.

( ૬૭ )

........ની પહેલી ભાર્યા મઘા, બીજી ભાર્યા લતા તેમનો પુત્ર હરજી ( આ લેખનો પ્રારંભનો થોડાક ભાગ નષ્ટ થયો.)

---

૧૦૧ આ બન્ને નામો બરાબર વંચાતાં નથી, તેથી કદાચ એ નામોમાં કંઈક ફેરફાર પણ હોઈ શકે. આ બન્ને નામો એ વખતના રાધનપુર અથવા સમીના નવાબોનાં હોય અથવા તો તેમના ભાયાતોમાંથી કદાચ મુંજપુર કે શંખેશ્વરના જાગીરદારોનાં હોવાની પણ સંભાવના થઈ શકે. આ લેખનો સંવત તો બરોબર છે, કેમ કે સંવતના અક્ષરો બરાબર સ્પષ્ટ છે.

વાલપખાનજી[૧૦૧] (?)ના સમયના દાનપત્રનો આ લેખ દે
ગામના મુખી, પટેલો વગેરે સમસ્ત આગેવાનોની સાક્ષીમાં અ
દાનપત્રનો લેખ લખાયો હોય તેમ જણાય છે. પણ આ લે
શી બાબત માટે છે?—તે ચોક્કસ રીતે આ લેખ પરથી જાણ
શકાયું નથી. કદાચ આ મંદિરને કંઈ ખેતર વગેરે જમી
રાજ્યે ભેટ કરી હોય તેનો અથવા તો આ તીર્થધામ અં
કારખાનાની જકાત ઘણાં વર્ષોથી માફ છે તે બાબતનો અથવ
ચૈત્રીપૂનમના મેળા ઉપર વહેપારીઓ ગમે તેટલો માલ લાવે
તેની જકાત ઘણાં વર્ષોથી માફ છે તે બાબતનો આ લેખ
હોય. ગમે તે બાબત હોય, પણ આ સરઈનો લેખ કંઈ
માફ કર્યાનો એટલે કે દાનપત્રનો છે એમાં શક નથી.

( ૬૭ )

........ની પહેલી ભાર્યા મધા, બીજી ભાર્યા લતા તેમને
પુત્ર હરજી ( આ લેખનો પ્રારંભનો થોડોક ભાગ નષ્ટ થયો.

---

૧૦૧ આ બન્ને નામો બરાબર વંચાતાં નથી, તેથી કદાચ
એ નામોમાં કંઈક ફેરફાર પણ હોઈ શકે. આ બન્ને નામો એ વખત
ના રાધનપુર અથવા સમીના નવાબોનાં હોય અથવા તો તેમન
ભાયાતોમાંથી કદાચ મુંજપુર કે શંખેશ્વરના જાગીરદારોનાં હોવાન
પણ સંભાવના થઈ શકે. આ લેખનો સંવત તો બરાબર છે, કે
કે સંવતના આંકડા બરાબર વંચાય છે.

## પરિશિષ્ટ—૨

## શ્રીમાન્ શાંતિદાસ શેઠને શંખેશ્વર ગામના ઇજારા માટે મળેલાં બે બાદશાહી ફરમાનો

"ધી જર્નલ ઓફ ધી યુનિવર્સિટી ઓફ બોમ્બે," પુસ્તક ૯, ભાગ ૧, જુલાઈ ૧૯૪૦ (The Journal of the University of Bombay, Vol. IX, Part 1, July 1940) માં "ઇમ્પીરિયલ મુગલ ફરમાન્સ ઇન ગુજરાત." (Imperial Mughal Farmans in Gujarat) નામનો ખાનબહાદુર એમ. એસ. કોમિસરિયેટ, એમ. એ., આઈ. ઈ. એસ. (Ret) –એમણે લખેલ, ગુજરાતમાં મુગલ સમ્રાટનાં ફરમાનોને લગતો સચિત્ર અને વિસ્તૃત નિબંધ પ્રગટ થયો છે. તેમાં નં. ૧૩ અને ૧૪ તરીકે શાહજહાં બાદશાહે ઈ. સન ૧૬૫૬–૫૭માં શંખેશ્વર ગામનો ઇજારો અમદાવાદના નગરશેઠ શાંતિદાસ શેઠને રૂ. ૧૦૫૦)થી આપ્યા સંબંધીનાં બે ફરમાનો આપેલ છે. આ ફરમાનો મૂળ ફારસી ભાષામાં છે. તે બંનેનાં ચિત્રો આની સામે આપ્યાં છે. તે મૂળ ફરમાનો, તેનું દેવનાગરી લિપિમાં લિપ્યન્તર, તે ઉપરનું ખા. બ. કોમિસરિયેટે કરેલું અંગ્રેજી ભાષાન્તર તેમ જ વિવેચન, અને એ અંગ્રેજી લખાણનું ગૂજરાતી ભાષાન્તર અહીં આપવામાં આવે છે.

આ માટે મુંબઈ યુનિવર્સીટીનો તથા ખાનબહાદુર કોમિસરિ-
[illegible]ાર માનવામાં આવે છે.

## પરિશિષ્ટ—૨

## શ્રીમાન્ શાંતિદાસ શેઠને શંખેશ્વર ગામના ઇજારા માટે મળેલાં બે બાદશાહી ફરમાનો

"ધી જર્નલ ઓફ ધી યુનિવર્સિટી ઓફ બોમ્બે," પુસ્તક ૯, ભાગ ૧, જુલાઈ ૧૯૪૦ (The Journal of the University of Bombay, Vol. IX, Part 1, July 1940) માં "ઇમ્પીરિયલ મુગલ ફરમાન્સ ઇન ગુજરાત." (Imperial Mughal Farmans in Gujarat) નામનો ખાનબહાદુર એમ. એસ. કોમિસરિયેટ, એમ. એ., આઈ. ઈ. એસ. (Ret) —એમણે લખેલ, ગુજરાતમાં મુગલ સમ્રાટનાં ફરમાનોને લગતો સચિત્ર અને વિસ્તૃત નિબંધ પ્રગટ થયો છે. તેમાં નં. ૧૩ અને ૧૪ તરીકે શાહજહાં બાદશાહે ઈ. સન ૧૬૫૬–૫૭માં શંખેશ્વર ગામનો ઇજારો અમદાવાદના નગરશેઠ શાંતિદાસ શેઠને રૂા. ૧૦૫૦)થી આપ્યા સંબંધીનાં બે ફરમાનો આપેલ છે. આ ફરમાનો મૂળ ફારસી ભાષામાં છે. તે બંનેનાં ચિત્રો આની સામે આપ્યાં છે. તે મૂળ ફરમાનો, તેનું દેવનાગરી લિપિમાં લિપ્યન્તર, તે ઉપરનું ખા. બ. કોમિસરિયેટે કરેલું અંગ્રેજી ભાષાન્તર તેમ જ વિવેચન, અને એ અંગ્રેજી લખાણનું ગૂજરાતી ભાષાન્તર અહીં આપવામાં આવે છે. અને આ માટે મુંબઈ યુનિવર્સીટીનો તથા ખાનબહાદુર કોમિસરિયેટનો આભાર માનવામાં આવે છે.

પ્લેટ નં. ૧૩ નું ફરમાન

# مراد بخش بن شاهجهان بادشاه غازی

دریتوقت نشان عالی شان مرحمت عنوان شرف صدور
یافت که چوں بعرض باریافتکان محفل فردوس مشا کل برسیده
که بموجب اسناد درکاهی و حکام سابق موضع سنکهسره من
اعمال پرکنه مونجپور از مدت باجاره زبدةالاماثل و الاقران
سانیداس ساهو مبلغ یکهزار و پنجاه روپیه مقرر است و
مشار الیه مبلغ مذکور مع کل حبوبات اسمی و رسمی بجا کیر
دارو اصل میسازد امر والاقدر منیع الشان شرف نفاد و عزایرا
دریافت که جا کیردار حال و استقبال آنموضع را باجاره
موی الیه بدستور سابق بحال و مقرر داشته تغیر و تبدیل
بقواعد آن راه ندهد و سیل ساهو مشار الیه آنکه واجبی را
مقرری را بجا کیردار جواب کفته در آبادی و معموری موضع
مذبور و رفاهیت رعایاے آنجا سعی موفوره بظهور میرساینده
باشد دریں باب قدغن تمام لازم دانسته تخلف نوازد تحریر
فی تاریخ پانزدهم شهر شوال سنه ۳۰ جلوس هیمون۔

## પ્લેટ નં. ૧૩ના ફરમાનનું લિપ્યન્તર

मुरादबख्श, बिन शाहजहां बादशाह ग़ाज़ी ।

दरीनवक़्त निशान आलिशान मरहमत उनवान शरफ़ सदूर याफ़्त कि चूं बअरज़ बार याफ़्तकान महफ़िले फ़िरदौसमशाकिल बरसीद कि बमौजिब असनाद दरकाही व हुक्काम साबिक़ मौजा संकहसरा मन आमाल परकना मुंजपुर अज़ मुद्दत बइजारह जब्दतुल अमासिल बल–अकरान सातीदास साहू मुबलिग़ यक हज़ार व पंज़ाह रुपिया मुकर्रर अस्त वं मशारअलेह मुबलिग़ मज़कूर मय कुल हबूबात इस्मी व रस्मी बजाकीरदार वासिल मी साज़द अमर वालाक़दर मुनीउश्शान शरफ़ नफ़ाद व अज़ायरा दरयाफ़्त कि जाकीरदार हाल व इस्तक़बाल आं मौज़ा रा बइजारह मूमी इलैह बदस्तूर साबिक़ बहाल व मुकर्रर दाशता तग़ैयुन व तबदील बक़वायद आं राह न देहद व सबील साहू मुशार अलेह आं कि वाजबी रा मुकर्ररी रा बजाकीरदार जवाब कुफ़्ता दर आबादी व मामूरी मौज़ा मज़बूर व रफ़ाहियत रिआयाए आंजा सई मोफ़ूरा बज़हूर मीर सायन्दा बाशद. दरीं बाब क़दग़न तमाम लाज़िम दांनिस्ता तख़ल्लुफ़ नवाज़द. तहरीर फ़ी तारीख़ पांज़दहम शहेर शव्वाल सन् ३० जुलूस हैमून.

## પ્લેટ નં. ૧૪નું ફરમાન

## بلنداقبال محمد دارا شاه بن شاهجهان بادشاه غازی.

جاگیرداران حال و استقبال پرگنه مونجپور بعنایات شاهانه امیدوار بوده بدانند که چون بعرض قدسی رسید که بموجب اسناد درکارے و حکام سابق موضع سنکهسره معموله پرگنه مذکور از مدتی بمبلغ یکهزار و پنجاه روپیه باجاره زبدةالاقران ستیداس جوهرے مقرر است و مشارالیه مبلغ مذبور را مع حبوبات بجاگیردارو اصل میسازد لهذا حکم جلیل‌القدر شرف صدور می یابد که آنموضع را بموجب اسناد سطور باجاره مو ی الیه بحال و مقرر داشته تغیر و تبدیل بقواعد آن راه ندهند بسیل ستیداس مذکور آنکه واجبی آنموضع را مطابق بر بست و قراردار بجاگیردار جواب گفته در آبادی و معموری و رفاهیت رعایاے آنجا مساعی موفوره و بظهور میرساینده باشد تحریر شهر ربیع‌الاول سنه ۲۱ جلوس میمنت مانوس موافق سنه یکهزار و شصت و هشت هجری۔

## પ્લેટ નં. ૧૪ના ફરમાનનું લિપ્યન્તર

बुलन्द इक़बाल मुहम्मद दाराशाह, बिन शाहजहां बादशाह ग़ाज़ी

जाकीरदारान हाल व इस्तिक़बाल परगना मूंजपुर बइनायत शाहाना उम्मीदवार बूदा बदानन्द कि चूं बअरज़ कुदसी रसीद कि बमौजिब असनाद दरकारे व हुक्काम साबिक़ मौजा संकह-सरा मामूला परगना मज़कूर अज़ मुद्दती बमुबलिग़ यकहज़ार व पंजाह रुप्या बइजारा जव्दतुल अक़रान सतीदास जौहरी मुकर्रर अस्त व मुशार इलैह मुबलिग मज़बूर रा मय हबूबात बजाकीरदार बअसिल मीसाज़द लिहाजा हुक्म ज़लीलुलक़दर शरफ सिदूर मी यावद कि आं मौज़ा रा बमौजिब असनाद सतूर बइज़ारा मूमी इलैह बहाल व मुकर्रर दास्ता तग़ैय्युर व तबदील बकवायद आं राह न दिहन्द. बसबील सती-दास मज़कूर आं कि वाजबी आं मौज़ा रा मुताबिक़ बरवस्त व क़रारदार बजाकीरदार जवाब गुफ्ता दर आबादी व मामूरी व रफाहियत रिआयाए आंजा मसाई मो फ़ूरा व वज़हूर मीरे सायन्दा बाशद. तहरीर शहेर रबीउल अव्वल सन २१ जुलूस मैमनत मानूस मुआफ़िक़ सन् यकहज़ार व शस्त व हस्त हिजरी।

## ફરમાનનું પ્રા. બ. કોમિસરિયેટે કરેલું અંગ્રેજી ભાષાન્તર અને વિવેચન

PLATE XIII

Farman of Shah Jahan, with the nishan and seal of Prince Murad Bakhsh, to the effect that the village of Shankheshwar in the pargana of Munjpur, had been, under previous sanads from the court, granted as a lease ( *ijara* ) to Shantidas Sahu for the sum of Rs. 1,050. The jagirdars of the pargana are enjoined to continue and maintain the lease. Shantidas is also instructed to make efforts for promoting the prosperity of the village and the welfare of its inhabitants. Dated the 15th of Shawwal, 30th year of accession.

In the name of God, the most compassionate, and the merciful.

*(Tughras)* 1. *The Exalted Farman of Abul Muzaffar* Shihab-ud-din Muhammad Sahib Qiran-i-Tsani Shah Jahan Badshah-i-Ghazi.

2. The Exalted Nishan of the King of the World Muhummad Murad Bakhsh.

( Seal ) Murad Bakhsh, the son of Shihab-ud-din Muhammad Sahib Qiran-i-Tsani Shah Jahan Badshah-i-Ghazi.

At this time, the exalted Nishan, the superscription ( title ) of which is mercy, obtained the dignity of being issued and the honour of being made public, to this effect. Since it has been submitted to the courtiers of the paradise-like assembly that, in accordance with the sanads of the court and the former officials, the *mauza*

of Sankhsara (Shankheshwar), one of the divisions of the pargana of Munjpur, has been leased since a long period to the cream of peers and companions (*zubdat-ul-amasal wal akran*), Satidas Sahu, for the sum of Rs. 1,050, and that the above-mentioned person pays this fixed sum along with all the customary dues to the Jagirdars, this Farman of lofty dignity and of high eminence has obtained the honour of being issued and the dignity of being despatched that the present and future Jagirdars of that place should keep the lease of the village in favour of the above-mentioned person intact in accordance with the (previous) practice and make no change or alteration in the rules thereof. The above-mentioned Sahu, having paid the necessary dues to the Jagirdars, is enjoined to make strenuous efforts in promoting the prosperity and the flourishing condition of the above village and the welfare of the inhabitants. He should consider this matter as very urgent and should not on any account deviate from it. Written on the 15th of Shawwal 30th auspicious year of accession.

*(On the Reveyse)*

Through the humblest of slaves Dost Kam.[1]
(Seal) Dost Kam, the servant of Shah Jahan Badshah.

---

1. Dost Kam is mentioned in the Mirat-i-Ahmadi as the son of Mutamad Khan who was appointed to the office of waqai-navis and Bakhshi of the Subah of Ahmedabad during the viceroyalty of Prince Murad Bakhsh (H. 1064). He was a little later appointed Diwan of the Subah.

## APPENDIX TO PLATE XIII

### *Shankheshwar and its Temples*

Shankheshwar is now a village in the Radhanpur State (which borders on the Gulf of Cutch), and it is situated seven miles S. W. from Munjpur. It has been for several centuries a *tirtha* or place of pilgrimage for the Jains of Gujarat. The court of a Jain temple, evidently belonging to the period of this Farman, may still be seen in the middle of the village, surrounded by cells or shrines built of brick. The temple itself has now entirely disappeared. Upon the stone lintels over the doors of the cells are numerous short inscriptions ranging in date from S. 1652 to S. 1686 (A. D. 1596 to 1630). The image of Parswanath that belonged to this old temple appears to have been transferred to a modern temple which has been built close by, and this conclusion is supported by the inscription upon the base of the image which is dated S. 1666 (A. D. 1609-10). The style of the old temple, so far as it may be judged from the existing ruins and cells, belongs to the 17th century and it was probably erected in the time of Shantidas. The local insignificance of Shankheshwar, and the cost of bringing stone or marble from great distances, explains the use of brick as the cheaper and more convenient material. In the later temple now to be seen, the only inscription is dated S. 1868 (A. D. 1811-12) recording the donation of 5,000 Rupees for its erection.

Munjpur is also a village in the Radhanpur State, six miles S. W. from Vaghel and twenty-four miles S. W. of Patan. On one side of the village is a Jami Masjid built from materials obtained from some older Jain or Hindu temples with the images on the pillars chipped off. There is a Persian inscription over the central *mihrab.*

–(Burgess and Cousens, *Architectural Antiquities of Northern Gujarat, 93-95* ).

## PLATE XIV

Farman of Shah Jahan, with the nishan and the seal of Prince Dara Shukoh, to the same effect as the preceding document in connection with the lease (*ijara*) of Shankheshwar granted to Shantidas. Dated the 27th of Rabi-ul-awwal, 31st Julus, corresponding to H. 1068 ( December 23, 1657 ).

In the name of God, the compassionate and the merciful.

( Tughras ) 1. The Farman of Abul Muzaffar Shihab-ud-din Muhammad Sahib Qiran-i-Tsani Shah Jahan Badshah-i-Ghazi.

2. The Exalted Nishan of Shah-i-Buland Iqbal Muhammad Dara Shukoh.

( Seal ) Allah. Shah-i-Buland Iqbal Muhammad Dara Shukoh, the son of Shah Jahan Badshah-i-Ghazi, 1066 H., 30.

The present and future jagirdars of the pargana of Munjpur, being hopeful of the royal favours, should

know that since it has been brought to our holy notice that, in accordance with the sanad (document) granted by the court and by the former officers, the mauza of Sankhsara (Shankheshwar) in the above-mentioned pargana has for a considerable time been leased (*ijara*) to the cream of the peers (*zubdat-al-akran*), Satidas Jawahiri, for a sum of one thousand and fifty rupees, and the above-mentioned (Satidas) pays the said amount together with some payment in kind (*i. e.*, in edible grains) to the jagirdar; therefore, an exalted order obtains the honour of being issued to the effect that, in accordance with the above-mentioned sanads, they (the jagirdars) should keep that village intact as an ijara of the above-mentioned (satidas) and should introduce no change or alteration in the rules thereof. It is the duty of the above-mentioned Satidas that, having discharged his responsibility to the jagirdar about paying the necessary dues for that *mauza* in accordance with the terms of the settlement and agreement, he should make strenuous efforts to promote the prosperity, welfare and comfort of the inhabitants of that place. Written on the 27th of Rabi-ul-awwal, 31st auspicious year of accession, corresponding to 1068 H. (Dec. 23, 1657).

(*On the Reverse*)

Through the medium of Wazir Khan.
(Seal) Wazir Khan, the slave of Shah-i-Buland Iqbal
1067 H., 31 (year of accession).

# આ. બ. કોમિસરિયેટના અંગ્રેજી લખાણનું ગૂજરાતીમાં ભાષાન્તર

## પ્લેટ નં. ૧૩

મુંજપુર પરગણાનું શંખેશ્વર ગામ, કચેરીમાંની પહેલાંની સનદોના આધારે, રૂા. ૧૦૫૦)ના ઈજારાથી શાંતિદાસ શાહુને આપ્યા સંબંધીનું, રાજકુમાર મુરાદબખ્શના સહી-સિક્કાવાળું શાહજહાંનું ફરમાન. પરગણાના જાગીરદારોને ઈજારાને ચાલુ રાખવાની અને તેનું પાલન કરવાની તાકીદ કરવામાં આવે છે. શાંતિદાસને પણ એ ગામની ઉન્નતિ અને એના રહેવાસીઓના કલ્યાણને આગળ વધારવાના પ્રયત્નો કરવાની સૂચના આપવામાં આવે છે. તારીખ ૧૫ શવ્વાલ, ગાદીએ બેઠાનું ૩૦મું વર્ષ.

અત્યંત કરુણાળુ અને દયાળુ પરમેશ્વરના નામે—

(તુગરા) ૧. અબુલ મુજફ્ફર શીહાબ્-ઉદ્-દીન મુહમ્મદ સાહીબ કુરાન-ઈ-ત્સાની શાહજહાં બાદશાહ-ઈ--ગાઝીનું ફરમાન.

૨. જગતના રાજા મુહમ્મદ મુરાદબક્ષનું ગૌરવાન્વિત નિશાન,

(સિક્કો) શીહાબ્-ઉદ્-દીન મુહમ્મદ સાહીબ કુરાન--ઈ-ત્સાની શાહજહાં બાદશાહ-ઈ-ગાઝીનો પુત્ર મુરાદબક્ષ.

આ સમયે, જેનું ઉપનામ દયા છે તે માનવંતું નિશાન, જારી થવાના ગૌરવને અને આ પ્રમાણે જાહેર થવાના સન્માનને પ્રાપ્ત થાય છે કે — સ્વર્ગલોકના જેવી આ રાજસભાના દરબારીઓને એમ કહેવામાં આવ્યું છે કે-પહેલાંના અમલદારો અને કચેરીની સનદો પ્રમાણે, મુંજપુર પરગણાનો એક ભાગ, સંકહસરા (શંખેશ્વર) ગામ, લાંબા સમયથી, અમીરોમા અને સાથોદારોમાં શ્રેષ્ઠ એવા સતીદાસ શાહુને રૂા. ૧૦૫૦)ની રકમથી ઇજારે આપવામાં આવ્યું છે, અને ઉપર કહેલ વ્યક્તિ આ નક્કી કરેલી રકમ અને જાગીરદારોની રિવાજ મુજબ લેણી પડતી રકમ ચુકવ્યા કરે છે — તેથી મહાગૌરવભર્યું અને અત્યંત અગત્યનું એવું આ ફરમાન સન્માનપૂર્વક જારી કરવામાં આવે છે, અને ગૌરવપૂર્વક જણાવવામાં આવે છે કે — એ જગ્યાના અત્યારના અને ભવિષ્યના જાગીરદારોએ એ ગામના ઇજારાનું, ઉપર જણાવેલ વ્યક્તિના લાભમાં, પહેલાંની જેમ પૂરેપૂરું પાલન કરવું અને એના નિયમોમાં કોઇ પણ પ્રકારનું પરિવર્તન કે ફેરફાર કરવો નહીં. ઉપર જણાવેલ સાહુને તાકીદ કરવામાં આવે છે કે તેમણે જાગીરદારોના જરૂરી હક્કો અદા કરવાની સાથે સાથે એ ગામની ઉન્નતિ અને આબાદી તેમ જ એના રહેવાસીઓના કલ્યાણ માટે સબળ પ્રયત્નો કરતાં રહેવું. તેમણે આ બાબતને બહુ જ તાકીદની ગણવી અને કોઈ પણ રીતે તેનાથી અળગા થવું નહીં. લખાયું — સવ્વાલ મહિનાના ૧૫મા દિવસે; ગાદીએ બેઠાના ૩૦મા શુભ વર્ષે.

(પાછલી બાજુ)

નસ્રાતિનસ્ર સેવક દોસ્તખાનની મારફત

(સિક્કો) શાહજહાં બાદશાહનો સેવક દોસ્તખાન.[1]

## પ્લેટ નં. ૧૩ સંબંધી પરિશિષ્ટ : શંખેશ્વર અને તેનાં મંદિરો

શંખેશ્વર એ અત્યારે રાધનપુર રાજ્ય (જે કચ્છના અખાતના કિનારા ઉપર આવેલું છે.)નું એક ગામ છે, જે મુંજપુરથી નૈઋત્ય ખૂણામાં સાત માઇલ ઉપર વસેલું છે, એ ગુજરાતના જૈનો માટે કેટલાયે સૈકાઓથી તીર્થ યાને યાત્રાનું ધામ ગણાય છે. એક જૈન મંદિરનો પ્રદેશ. જે દેખીતી રીતે જ આ ફરમાનના સમયનો છે, તે ચારે બાજુ ઈંટની કોટડીઓ અથવા દેરીઓથી વિંટળાયેલો આ ગામની મધ્યમાં અત્યારે પણ જોઈ શકાય છે. મંદિર અત્યારે સાવ ધ્વસ્ત થઈ ગયું છે. કોટડીઓના દરવાજાની પથ્થરની બારસાખો ઉપર સં. ૧૬૫૨થી ૧૬૮૬ (સન ૧૫૯૬ થી ૧૬૩૦) સુધીના ટૂંકા કેટલાય શિલાલેખો છે. પાર્શ્વનાથની જે મૂર્તિ આ મંદિરમાં હતી તે, નજીકમાં જ બાંધવામાં આવેલ અત્યારના મંદિરમાં લઈ જવામાં આવી જણાય છે, અને આ અનુમાનનું સમર્થન એક મૂર્તિના પબાસન ઉપરના સં. ૧૬૬૬ (સન ૧૬૦૯-૧૦) ના શિલાલેખથી થાય છે. જૂના મંદિરની રચના, એના અત્યારે વિદ્યમાન અવશેષોનું નિરીક્ષણ કરતાં, ૧૭મી સદીની છે, અને ઘણે ભાગે એ શાંતિદાસના સમયમાં ઊભું કરવામાં આવ્યું

---

૧. 'મિરાત-ઈ-અહમદી'માં દોસ્તખાનને મુતમાદખાનના પુત્ર તરીકે ઓળખાવેલ છે, જેની 'વાકયા-નવીસ' (ખબરપત્રી)ની તરીકે ઓળખાવેલ છે, જેની 'વાકયા-નવીસ' (ખબરપત્રી)ની ઑફિસમાં તેમ જ રાજકુમાર મુરાદબક્ષની અમદાવાદ જિલ્લાની સૂબાગીરી વખતે (હિ. સં. ૧૦૬૪માં) બક્ષી (પગારદારકેન) તરીકે નિમણૂક કરવામાં આવી હતી. થોડા સમય પછી એ જિલ્લાના સૂબા તરીકે એની નિમણૂક કરવામાં આવી હતી.

હતું. શંખેશ્વરની સ્થાનિક મહત્તાના અભાવનો અને લાંબી દૂરી પરથ આરસ અથવા પથ્થર લાવવાની કિંમતનો વિચાર કરતાં, ઈંટોને સસ્તા અને અનુકૂળ સાધન તરીકે કરાયેલો ઉપયોગ બરાબર લાગે છે. અત્યારે હયાત છે તે પાછળના (નવા) મંદિરમાં જે એકમાત્ર શિલાલેખ મળ્યો છે, તે સં. ૧૮૬૮ (સન ૧૮૧૧-૧૨)નો છે, જેમ એ મંદિર બનાવવા માટે રૂા. ૫૦૦૦)ના દાનનો ઉલ્લેખ છે.

મુંજપુર પણ રાધનપુર રાજ્યમાંનું એક ગામ છે, જે વાઘેલથી નૈઋત્ય ખૂણામાં ૭ માઈલ અને પાટણથી નૈઋત્ય ખૂણામાં ૨૧ માઈલ ઉપર છે. એ ગામના એક છેડે જામી મસ્જીદ છે, જે જૈન અને હિંદુ મંદિરોના સામાનમાંથી બનાવેલી છે, અને જેના થાંભલાએ ઉપરથી મૂર્તિઓ ખોદી નાખવામાં આવી છે. ત્યાં મધ્ય મહેરાબ ઉપર પર્શિયન ભાષામાં એક શિલાલેખ ખોદેલ છે.

(બર્જેસ અને કઝીન્સ, આર્કીટેકચરલ એન્ટીક્વીટીઝ ઑફ નોર્થ ગુજરાત, ૯૩-૯૫.)

## પ્લેટ નં. ૧૪

શંખેશ્વરનો ઇજારો શાંતિદાસને આપ્યા સંબંધીનું, અગાઉ આપેલ ફરમાન મુજબનું જ, રાજકુમાર દારા શુકોહના સહી-સિક્કાવાળું શાહજહાંનું ફરમાન. તા. ૨૭, રબી-ઉલ-અવ્વલ, ૩૧મી જુલુસ, હિ. સ. ૧૦૬૮ (ડિસેમ્બર ૨૩, સન ૧૬૫૭)

અત્યંત કરુણાળુ અને દયાળુ પરમેશ્વરના નામે—

(તુગરા) ૧. અબુલ મુજફ્ફર શીહાબુ-ઉદ્-દીન મુહમ્મદ સાહીબ કુરાન-ઈ-ત્સાની શાહજહાં બાદશાહ-ઈ-ગાઝીનું ફરમાન.

(સિક્કો) અલ્લાહ. શાહજહાં બાદશાહ-ઇ-ગાઝીનો પુત્ર શાહ-ઈ-બુલંદ ઈકબાલ મુહમ્મદ દારા શુકોહ, ૧૦૬૬ હિ., ૩૦.

મુંજપુર પરગણાના અત્યારના અને ભવિષ્યના જાગીરદારો, જેઓ રાજ્યની કૃપાદૃષ્ટિ ચાહતા હોય, તેમણે જાણવું જોઈએ કે, એ વાત અમારા પવિત્ર ખ્યાલ પર લાવવામાં આવી છે કે-પહેલાંના અમલદારો અને કચેરીએ જે સનદ આપી હતી તે મુજબ, ઉપર જણાવેલ પરગણામાંનું સંકહસરા (શંખેશ્વર) ગામ, લાંબા સમય સુધી, અમીરોમાં શ્રેષ્ઠ એવા સાતિદાસ ઝવેરીને ૧૦૫૦) રૂપિયામાં ઇજારાથી આપવામાં આવેલું છે, અને ઉપર જણાવેલ (સાતિદાસ) એ રકમ અને જાગીરદારનો હક્ક (એટલે કે ખાવાનું અનાજ) આપ્યે જાય છે; તેથી સન્માનપૂર્વક આ શાહી હુકમ પ્રગટ કરવામાં આવે છે કે-ઉપર જણાવેલ સનદોના અનુસંધાનમાં તેઓએ (જાગીરદારોએ) એ ગામને ઉપર જણાવેલ (સતિદાસ)ના કુલમુખત્યાર ઇજાર તરીકે ગણવું અને તેના નિયમોમાં કોઈ પણ ફેરફાર કે પરિવર્તન કરવું નહીં. ઉપર જણાવેલ સતિદાસની એ ફરજ છે કે-કરારનામાની શરતો મુજબ એ ગામના સંબંધમાં જે જરૂરી રકમ જાગીરદારને આપવાની હોય તેની જવાબદારી અદા કરવાની સાથે સાથે તેણે એ ગામના રહેવાસીઓની સગવડ, કલ્યાણ અને ઉન્નતિને આગળ વધારવા માટે સબળ પ્રયત્નો કરવા જોઈએ. લખાયું-રબી-ઉલ-અવ્વલ મહિનાના ૨૭મા દિવસે, ગાદીએ બેઠાના ૩૧મા શુભ વર્ષે, હિ. સ. ૧૦૬૮ (ડીસેમ્બર ૨૩, સન ૧૬૫૭).

(પાછલી બાજુ)

વઝીરખાનની મારફત.

(સિક્કો) શાહ-ઇ-બુલંદ ઇકબાલનો સેવક વઝીરખાન.

હિ. સ. ૧૦૬૭, ૩૧ (ગાદીએ બેઠાનું વર્ષ).[૧૦૨]

---

૧૦૨. ઉક્ત બંને ફરમાનોના વિવેચનવાળા ખા. બ. કોમિસરિયેટના ઇગ્લીશ નિબંધમાં તેના લેખક મહાશયે શંખેશ્વર ગામની મધ્યમાં આવેલ, શ્રી શંખેશ્વર પાર્શ્વનાથના જૂના મંદિરનું (કે જેનું ખંડિયેર હજુ ઊભું છે તેનું) ખાસ કરીને વિવેચન કર્યું છે. લેખક મહાશય જૈનેતર-પારસી હોવા છતાં તેમણે જૈન મંદિર સંબંધી ઠીકઠીક માહિતી મેળવીને આ નિબંધમાં આપી છે, છતાં તેમાં કોઈ કોઈ સમજફેરની ભૂલો રહી ગઈ છે. તે ફક્ત જાણવાની ખાતર અને વાચકો ભ્રાંતિમાં ન પડે એટલા માટે અહીં આપવામાં આવે છે—

૧. જૂના મંદિરમાં વિ. સ. ૧૬૫૨થી ૧૬૮૬ સુધીના લેખો હોવાનું નિબંધમાં લખ્યું છે, જ્યારે વિ. સં. ૧૬૫૨થી ૧૬૯૮ સુધીના લેખો છે.

૨. નવા મંદિરના મૂળ ગભારામાં વિ. સં. ૧૬૬૬નો લેખ છે, તે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથની મૂર્તિ નવા મંદિરમાં પધરાવ્યાનો નથી, પણ ઉક્ત મૂર્તિની આસપાસ જે પરિકર સ્થાપન કરેલ છે, તે પરિકરની પ્રતિષ્ઠા અમદાવાદમાં થઈ છે તેનો એ લેખ છે.

૩. નવા દેરાસરના દરવાજા પાસે વિ સં. ૧૮૬૮નો જે લેખ છે, તે નવું દેરાસર કરાવવામાં મદદ આપ્યાનો નથી, પણ ઉક્ત મંદિરમાં સમારકામ કરાવવામાં મદદ આપ્યાનો છે. નવું દેરાસર તો ઉક્ત સંવત્ પહેલાં પ્રતિષ્ઠિત થઈ ચૂકયું હતું.

## પરિશિષ્ટ—૩

## પુરુષાદાનીય-શ્રીપાર્શ્વનાથ-અષ્ટોત્તરશત-નામાષ્ટક—(અકારાદિક્રમયુક્ત)

—: રચયિતા :—

કવિ દુર્લભજી ગુલાબચંદ મહેતા, વલભીપુર

[ અગાઉના કવિઓએ બનાવેલા શ્રી. પાર્શ્વનાથ પ્રભુજીનાં ૧૦૮ નામોના છંદો વગેરે અગાઉ 'જૈન ધર્મ પ્રકાશ' વગેરેમાં છપાઈ ગયેલ છે, અને તે શ્રી. પાર્શ્વનાથ પ્રભુજીનાં ૧૦૮ ઉપરાંત ઘણાં તીર્થોની વિગતવાર માહિતી "પ્રગટપ્રભાવી શ્રીપાર્શ્વનાથ" નામની ચોપડીમાં છપાયેલી છે, તેને આધારે કવિએ આ અષ્ટક સં. ૧૯૯૭ માં રચ્યું છે, અને તે અરસામાં 'જૈન આત્માનંદ પ્રકાશ' અથવા 'જૈન ધર્મ વિકાસ' માં પ્રાયઃ તે છપાઈ પણ ગયેલ છે. જો કે આ અષ્ટક નવું છે અને છપાઈ પણ ગયેલ છે, છતાં તેના લેખકે તેમાં ઘણો ફેરફાર–સુધારો કરીને પ્રગટ કરવા માટે અમારા ઉપર મોકલી આપ્યું છે, તેમ જ આમાં પાર્શ્વનાથ પ્રભુજીનાં બધાંય નામો બરાબર અકારાદિ અનુક્રમથી આપ્યાં છે. આટલી વિશેષતા હોવાથી વાચકોને વિશેષ અનુકૂલતા થશે, એમ સમજીને આ અષ્ટક અહીં ત્રીજા પરિશિષ્ટમાં અમો પ્રગટ કરીએ છીએ. —સં. ]

( પાછલી બાજુ )

વઝીરખાનની મારફત.

(મ્હોર) શાહ-ઇ-બુલંદ ઇકબાલનો સેવક વઝીરખાન.'

હિ. સ. ૧૦૬૭, ૩૧ ( ગાદીએ બેઠાનું વર્ષ ).[૧૦૨]

---

૧૦૨. ઉક્ત બંને ફરમાનોના વિવેચનવાળા ખા. બ. કોમિસરિ-ના ઇંગ્લીશ નિબંધમાં તેના લેખક મહાશયે શંખેશ્વર ગામની મધ્યમાં આવેલ, શ્રી શંખેશ્વર પાર્શ્વનાથના જૂના મંદિરનું (કે જેનું ખંડિયેર હજુ ઊભું છે તેનું) ખાસ કરીને વિવેચન કર્યું છે. લેખક મહાશય જૈનેતર-પારસી હોવા છતાં તેમણે જૈન મંદિર સંબંધી ઠીકઠીક માહિતી મેળવીને આ નિબંધમાં આપી છે, છતાં તેમાં કોઈ કોઈ ગેરસમજફેરની ભૂલો રહી ગઈ છે. તે ફક્ત જાણવાની ખાતર અને વાચકો ભ્રાંતિમાં ન પડે એટલા માટે અહીં આપવામાં આવે છે—

૧. જૂના મંદિરમાં વિ. સં. ૧૬૫૨થી ૧૬૮૬ સુધીના લેખો હોવાનું નિબંધમાં લખ્યું છે; જ્યારે વિ. સં. ૧૬૫૨થી ૧૬૯૮ સુધીના લેખો છે.

૨. નવા મંદિરના મૂળ ગભારામાં વિ. સં. ૧૬૬૬નો લેખ છે, તે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથની મૂર્તિ નવા મંદિરમાં પધરાવ્યાનો નથી, પણ ઉક્ત મૂર્તિની આસપાસ જે પરિકર સ્થાપન કરેલ છે, તે પરિકરની પ્રતિષ્ઠા અમદાવાદમાં થઈ છે તેનો એ લેખ છે.

૩. નવા દેરાસરના દરવાજા પાસે વિ. સં. ૧૮૬૮નો જે લેખ છે, તે નવું દેરાસર કરાવવામાં મદદ આપ્યાનો નથી, પણ ઉક્ત મંદિરમાં સમારકામ કરાવવામાં મદદ આપ્યાનો છે. નવું દેરાસર તો ઉક્ત સંવત્ પહેલાં પ્રતિષ્ઠિત થઈ ચૂક્યું હતું.

## પરિશિષ્ટ—૨

## પુરુષાદાનીય-શ્રીપાર્શ્વનાથ-અષ્ટોત્તરશત-નામાષ્ટક—(અકારાદિક્રમયુક્ત)

—: રચયિતા :—

કવિ દુર્લભજી ગુલાબચંદ મહેતા, વલભીપુર

[ અગાઉના કવિઓએ બનાવેલા શ્રી. પાર્શ્વનાથ પ્રભુજીનાં ૧૦૮ નામોના છંદો વગેરે અગાઉ 'જૈન ધર્મ પ્રકાશ' વગેરેમાં છપાઈ ગયેલ છે, અને તે શ્રી. પાર્શ્વનાથ પ્રભુજીનાં ૧૦૮ ઉપરાંત ઘણાં તીર્થોની વિગતવાર માહિતી "પ્રગટપ્રભાવી શ્રીપાર્શ્વનાથ" નામની ચોપડીમાં છપાયેલી છે, તેને આધારે કવિએ આ અષ્ટક સં. ૧૯૯૭ માં રચ્યું છે, અને તે અરસામાં 'જૈન આત્માનંદ પ્રકાશ' અથવા 'જૈન ધર્મ વિકાસ' માં પ્રાયઃ તે છપાઈ પણ ગયેલ છે. જો કે આ અષ્ટક નવું છે અને છપાઈ પણ ગયેલ છે, છતાં તેના લેખકે તેમાં ઘણો ફેરફાર–સુધારો કરીને પ્રગટ કરવા માટે અમારા ઉપર મોકલી આપ્યું છે, તેમ જ આમાં પાર્શ્વનાથ પ્રભુજીનાં બધાંય નામો બરાબર અકારાદિ અનુક્રમથી આપ્યાં છે. આટલી વિશેષતા હોવાથી વાચકોને વિશેષ અનુકૂલતા થશે, એમ સમજીને આ અષ્ટક અહીં ત્રીજા પરિશિષ્ટમાં અમો પ્રગટ કરીએ છીએ. –સં. ]

( સવૈયા—એકત્રિશા )

( ૧ )

કેશરીઆજી, કુર્કટેશ્વર, કલિકુંડ, કાપરડા નામ,
કાશી, કુંડલપુર, કંબોઈ, કરહેડા, કલ્યાણ પ્રણામ;
કોકા, કંકણ, ખોહામંડણ, ખામણા, ગુપ્ત, ગિરૂઆ નામ,
ગોડી, ગાહ્લીઆ, ગંભીરા, ઘૃતકલ્લોલ, ઘીયા પ્રણામ.

( ૨ )

ચિંતામણી, ચારૂપમંડણ, ચેલ્લણ, જગવલ્લભ પ્રભુનામ,
જશોદરા, જોટવા, જગડીઆ, જગન્નાથપુરિ જિન પ્રણામ;
જીરાવલા, ટાંકલા, ડોહલા, ડોસલા, તિવરી જિનનામ;
દોલતિ, દોક્કડીયા, દાદા, નવખંડા, નવલખા, પ્રણામ.

( ૩ )

નવસારી નવફણા, નવપલ્લવ, નાગફણા, નાકોડા નામ,
નરોડી, નવનિધિ, પલ્લવીઆ, પુષ્કરાવર્ત, પોસીના પ્રણામ;
પંચાસરા, પોસલીઆ, પરોલી, પાર્શ્વફલોધિ, બલેજા નામ,
બદ્રિકેદાર, ભટેવા, ભાભા, ભદ્રેશ્વર જિનરાજ પ્રણામ.

( ૪ )

ભીલડીઆ ભીડભંજન, મુહરિ, મુંડેવા, મોઢેરા નામ,
મનવાંચ્છિત, મહાદેવ, મનોરથકલ્પદ્રુમ, મગસીજી પ્રણામ;
મનરંજિત મહિમાપરા જિન, મનમોહન, મનરંજન નામ,

( ૫ )

લોઢણ, વહિ, વાડી, વરકાણા, વલી વિજયચિન્તામણિ નામ,
શંખેશ્વર, શામળા, શેરિસા, સમેતશિખર જિનરાજ પ્રણામ;
સહસ્રફણા, સહસ્રકૂટ, સાંકળા, સાંવલા, સુધદંતી નામ,
સૂરજમંડણ, સોમચિંતામણિ, સુખસાગર, સેસલી પ્રણામ.

( ૬ )

સસફણા, સમેરીઆ, સ્થંભન, સેસફણા સ્વયંભૂ નામ,
સુલતાના, સમીના જિનવરજી, સોગટિઆ, અમીઝરા પ્રણામ;
અજાહરા, અહિછત્રાસ્વામી, અંતરિક્ષ, એવંતિ નામ,
ઉપસર્ગહર, પાર્શ્વપ્રભુનાં અષ્ટોત્તરસય નામ પ્રણામ.

( ૭ )

જન્મકલ્યાણક પોશ દશમી દિન, વિધિસહિત આરાધે જેહ,
જરૂર સમાધિ મરણે જાતા, પરભવ સુધારે ભવિ તેહ;
'ૐ હ્રીં પાર્શ્વનાથાય નમઃ'ના, અષ્ટોત્તરસય જાપ પ્રભાત,
અહર્નિશ ગણતા જેહ ભવિજન, રોગ સોગ નાસે વ્યાઘાત.

( ૮ )

ઉદ્ધર્યો અધબળતા પન્નગને,[1] આખર સમય દઈ નવકાર,
ઓગણી સત્તાણું વિક્રમમાં, જપવાને એ જગદાધાર;
'પ્રગટપ્રભાવી પાર્શ્વનાથ'ની, બુકથી ઉદ્ધરતા એ નામ,
મૂળનાયક વળા[2] જિનમંદિર, કર્તા "દુર્લભદાસ પ્રણામ."

---

૧. પન્નગ=સર્પ. ૨. વલા ઉર્ફે વલભિપુરના જિનમંદિરમાં મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાન છે.

# ચિત્રમય શંખેશ્વર



મહાતીર્થ શંખેશ્વરના જિનમંદિરનાં વિવિધ
દૃશ્યોનું તેમ જ બીજાં સ્થાપત્યોનું દર્શન
કરાવતાં સોળ સુંદર ચિત્રોનો સંપુટ,
અને શંખેશ્વરતીર્થની પંચતીર્થીનો નકશો.



**દેવ-દરબારની ભવ્ય ડેલી**

દેવાધિદેવના દરબારમાં પ્રવેશ કરવાનું રાજદરબાર જેવું ભવ્ય પ્રવેશદ્વાર. આ પ્રવેશદ્વારમાં થઈને જિનમંદિર, ઉપાશ્રય, કારખાનું-પેઢી અને ધર્મશાળામાં જવાય છે.



શૃંગાર ચોકી—જિનમંદિરનું ભવ્ય પ્રવેશદ્વાર

મંદિરની સામેની ઓસરીમાંથી લીધેલ દૃશ્ય. આમાં કોતરણીવાળાં તોરણો

ભવ્ય મુખ્ય પ્રવેશદ્વાર દેખાય છે. જુઓ પ્રકરણ ૧૧, પૃષ્ઠ ૧



જિનમંદિરના બે ભવ્ય સભામંડપો

જિનમંદિરની જમણી બાજુના ચોકમાંથી લીધેલ દશ્ય. આમાં બે વિશાળ સભામંડપો અને આરસના કોરણીયુક્ત સ્તંભો દેખાય છે. જુઓ પ્રકરણ ૧૧, પૃષ્ઠ ૧૧૭.



સભામંડપના શિખરમાંનું મનોહર લોલક

પહેલા સભામંડપના આરસના ઘુમ્મટની અંદરની વિવિધ પૂતળીઓ અને ઝીણી કોરણીવાળા લોલકનું, સભા મંડપની એક બાજૂથી લીધેલ દશ્ય. જુઓ પ્રકરણ ૧૧.



ગૂઢમંડપના પ્રવેશદ્વારની કળામય બારશાખ

[ બારશાખ તથા કારીગરીવાળા કમાડોનું દૃશ્ય. જુઓ પ્રકરણ ૧૧ ]



મહાતીર્થનું ભવ્ય શિખર

જિનમંદિરના મુખ્ય ગભારા ઉપરનું શિખર તથા બન્ને બાજુના ગભારા ઉપરના બે શિખરો. વિવિધ પ્રકારની કોરણીયુક્ત આ ભવ્ય શિખર જૈન શિલ્પશાસ્ત્રના આદર્શ નમૂનારૂપ દેખાય છે. જુઓ પ્રકરણ ૧૨, પૃષ્ઠ ૧૧૫.



જિનમંદિરના, શિખરો સાથેના, બન્ને સભામંડપો

જિનમંદિરની જમણી બાજુની ભમતીની છત ઉપરથી લીધેલ દૃશ્ય.
આમાં મૂળ ગભારો, ગૂઢમંડપ અને સભામંડપ ઉપરનાં શિખર સંઘે
સભામંડપ અને ચોક દેખાય છે. જુઓ પ્રકરણ ૧૧, પૃષ્ઠ ૧૧૭.



પદ્માવતી માતાની દેરીની કોરણીયુક્ત બારશાખ

[ જુઓ પ્રકરણ ૧૧, પૃષ્ઠ ૧૧૭ ]



**શ્રી. પદ્માવતી દેવી**

ભમતીની બીજા નંબરની દેરીમાં રહેલ શ્રી. પાર્શ્વનાથ પ્રભુની અધિષ્ઠાયિકા દેવીની મૂર્તિ. જુઓ પ્ર. ૧૨ પૃ. ૨૧૫.



જિનમંદિરની વિશાળ ભમતી

રની ડાબી બાજૂની ભમતીની દેરીઓ અને તેનાં શિખરોનું સુંદર દૃશ્ય. જુઓ પ્ર ૧૧, પૃ. ૧૧



ગઢવાળી ધર્મશાળા

જિનમંદિરની ડાબી બાજૂ આવેલ વિશાળ ધર્મશાળાનું
આ ધર્મશાળામાં પેસતાં નવો ઉપાશ્રય આવે છે, જે આ ચિત્રમાં ઓરડી
બે પંક્તિઓની વચ્ચે દેખાય છે આ ધર્મશાળાના ચોકમાં બોરીંગ હો
તેને બોરીંગવાળી ધર્મશાળા પણ કહે છે. જુઓ પ્રકરણ ૧ પ. ૧૩૪-૧

લે છે, હેરાન કરે છે, અને છેવટે મરણને-શરણ કરે છે, પણ રાજમાર્ગે જો કે ફરી ફરીને ઇષ્ટ સ્થાને પહોંચાય છે, પણ તે રસ્તો સાર્વજનિક હોવાથી, લોકોની હાલચાલ વિશેષ રહેવાથી, તથા રાજ્ય તરફથી ચોકી-પહેરાનો બંદોબસ્ત હોવાથી કદાચ કવેળાએ ગમન કરવું પડે તોપણ તે રસ્તે કોઈ પણ જાતની ધાસ્તી રહેતી નથી. આવી રીતે એકાંત નિશ્ચયમાર્ગ ગલીકૂંચી સમાન છે. કદાચ તે રસ્તે રાગ-દ્વેષ-પ્રમાદાદિ લૂંટારુઓ વડે આત્માને હાનિ થવાનો સંભવ રહે છે, પણ જો વ્યવહારમાર્ગરૂપી રાજમાર્ગે ચાલવામાં આવે તો આત્માને કોઈ પણ જાતની ધાસ્તી રહેતી નથી. ૬૨

વ્યવહાર માર્ગનો આશ્રય લેવા દરેકને ભલામણ કરતા મહાત્મા શ્રી ધર્મદાસગણિ ઉપદેશમાળાની ૧૮૧ મી ગાથામા કહે છે કે—

"निहिं संपत्तमहन्नो, पडिच्छतो जह जणो निरुत्तप्पो ।
इह नासइ तह पत्तेअबुद्धलद्धि पडिच्छंतो" ॥

અર્થ—"જેમ આ જગતમાં રત્ન-સુવર્ણાદિથી ભરેલા નિધિને પ્રાપ્ત કરવાને ઇચ્છતો પણ અધન્ય-અભાગિયો મનુષ્ય ઉદ્યમ નહિ કરવાથી ત નિધિને પ્રાપ્ત કરી શકતો નથી, તેમ પ્રત્યેકબુદ્ધલબ્ધિરૂપી નિધિને ઇચ્છતો એવો પુરુષ પણ તપ-સંયમાદિરૂપ ઉદ્યમ ન કરે તો તે નિધિને પ્રાપ્ત કરી શકતો નથી."

आवश्यकमांहे भापियोजी, एहज अर्थ विचार ।
फल संशय पण जाणतांजी, जाणीजे संसार ॥सो०॥६३॥

અર્થ—આવશ્યક સૂત્રની અંદર પણ કહ્યું છે કે—ભરત વગેરેનાં અવલંબન લઈ જે વ્યવહારમાર્ગને લોપે છે તે પોતાની બોધિને હણે છે. શંકા: જો ક્રિયારૂપ વ્યવહારને મોક્ષનું કારણ કહેશો તો, ક્રિયા કરવાથી મોક્ષરૂપ ફળ થશે કે નહીં ? એ પ્રમાણે જ્યાં સુધી સંશય હશે ત્યાં સુધી પ્રવૃત્તિ કેમ થશે ? તેનો ઉત્તર આપતાં કહે છે કે, ફળનો સંશય જાણતો પુરુષ આ દુઃખમય સંસારને જ્ઞપરિજ્ઞાવડે અનર્થરૂપે જાણે છે, અને તેથી તેનો અને તેનાં કારણો જે મિથ્યાત્વ, અવિરતિ વગેરે, તેનો ત્યાગ કરી મોક્ષરૂપ ફળના ઉપાયભૂત હિતકર ક્રિયામાં પ્રવૃત્તિ કરે છે. ૬૩

શ્રીઆચારાંગ સૂત્રના લોકસાર નામના પાંચમા અધ્યયનના પહેલા ઉદ્દેશામાં કહ્યું છે કે—

"संसयं परिआणओ संसारे परिण्णाए भवइ, संसयं अपरिआणओ संसारे अपरिण्णाए भवइ"

અર્થ—જે સંશયને જાણે છે તે સંસારને પણ જાણે છે, જે સંશયને જાણતો નથી, તેણે સંસાર પણ જાણ્યો નથી. પોતાને ઈચ્છિત–અનુકૂલ વસ્તુની પ્રાપ્તિ માટે સંશય હોવા છતાં પ્રવૃત્તિ થાય છે, કારણ કે ઈચ્છિત પદાર્થનો સંશય પ્રવૃત્તિનું અંગ છે. અને અનર્થ એટલે પોતાને અનિષ્ટ–પ્રતિકૂલ પદાર્થમાં તથા તે પદાર્થના ઉપાયોમાં

નિવૃત્તિ જ થાય છે, કારણ કે અનર્થ-અનિષ્ટ એ નિવૃત્તિનું અંગ છે. આ પ્રમાણે મોક્ષના ઉપાયોમાં સંશય હોવા છતાં તે દરેક પ્રાણીને ઇષ્ટ-અનુકૂલ-હિતકર હોવાથી તેમાં પ્રવૃત્તિ થાય છે, તથા અનર્થ જે સંસાર તથા તેનાં કારણ જે મિથ્યાત્વ અવિરતિ વગેરે, તેઓમાં સંશય હોવા છતાં પ્રતિકૂલ-અહિતકર હોવાથી તેથી નિવૃત્તિ જ થાય છે. અર્થ જે મોક્ષના ઉપાય, તઓના સંશયને જાણનાર પુરુષની તે ઉપાયોને ગ્રહણ કરવારૂપ પ્રવૃત્તિ થાય છે, અને અનર્થ જે, સંસાર તથા તેના કારણ મિથ્યાત્વ અવિરતિ વગેરે, તેઓના સંશયને જાણનાર પુરુષની તેને ત્યાગવાની પ્રવૃત્તિ થાય છે, એ જ વાસ્તવિક રીતે તાત્વિક સંસારજ્ઞાન છે. એ જ સૂત્રકાર કહે છે. "સંશયને જાણનાર પુરુષ ચાર ગતિરૂપ સંસાર તથા તેનાં કારણ મિથ્યાત્વ અવિરતિ વગેરેને જ્ઞપરિજ્ઞા વડે અનર્થરૂપે જાણે છે, અને પ્રત્યાખ્યાન પરિજ્ઞાએ તેનો ત્યાગ કરે છે" પણ જે સંશયને જાણતો નથી. તે સંસારને પણ જાણતો નથી. એ જ સૂત્રકાર દેખાડે છે-"અર્થ અને અનર્થના સંશયને જે પુરુષ જાણતો નથી તે મોક્ષના ઉપાયરૂપ અર્થને ગ્રહણ કરતો નથી, તેમ જ અનર્થ જે સંસાર તથા મિથ્યાત્વ અવિરતિ વગેરે, તેઓનો ત્યાગ કરતો નથી. અને જ્યારે મોક્ષના ઉપાયરૂપ અર્થમા ઉપાદેયપણે અને અનર્થ જે સંસાર વગેરેમાં ત્યાગ કરવારૂપ પ્રવૃત્તિ કરતો નથી, ત્યારે અનિત્ય અશુચિમય વિડંબનાઓથી વ્યાપ્ત અને નિઃસાર એવા આ સંસારનું જ્ઞાન થતું નથી. ન્યાયમતાવલંબીઓ પણ કહે છે કે—

"कृष्यादौ फलसंशयेऽपि यथोपायत्व निश्चयात प्रवृत्ति-स्तथा धर्मेऽपि."

અર્થ—જેમ ખેતી વગેરેમાં ફળનો સંશય હોવા છતાં તેના ઉપાયનો નિશ્ચય હોવાથી પ્રવૃત્તિ થાય છે, તેમ ધર્મને વિષે પણ ફળનો સંશય હોવા છતાં તેના ઉપાયનો નિશ્ચય હોવાથી પ્રવૃત્તિ થાય છે.

—०—

## ઢાળ છઠ્ઠી

मुनि मन सरोवर हंसलो, (अथवा। ऋषभनो वंश रयणायरू, ए देशी.

अवर इस्यो नय सांभली, एक ग्रहे व्यवहारो रे।
मर्म द्विविध तस नवि लहे, शुद्ध अशुद्ध विचारो रे ॥६४॥
तुज विण गति नहीं जंतुने, तुं जगजंतुनो दीवो रे।
जीवीए तुज अवलंबने, तुं साहेब चिरंजीवो रे ॥तुज०॥६५॥

અર્થ—વળી કોઈ બીજો પુરુષ ઉપર પ્રમાણે વ્યવહારસ્થાપક નય સાંભળીને એકલા વ્યવહારને જ ગ્રહણ કરે છે, પણ તે વ્યવહારના દ્વિવિધ મર્મને ગ્રહણ કરતો નથી—એક શુદ્ધ વ્યવહાર છે, અને એક અશુદ્ધ વ્યવહાર છે, એ પ્રમાણે પરમાર્થ વિચારને જાણતો નથી. હે નાથ! પ્રાણીને તારા વિના બીજો કોઈ આધાર નથી, ખરેખર તું જ જગતના પ્રાણીઓને સત્ય પદાર્થો બતાવવા દીવા સમાન છે, તારા અવલંબને-તારા આધારે-અમે જીવીએ છીએ, તારી સ્યાદ્વાદવાણીને આધારે અમે જગતમાં શ્લાઘ્ય-પ્રશંસાપાત્ર થયા છીએ, માટે હે પ્રભો! સીમંધરસ્વામી! તું સાહેબ અમારે શિરે ચિરંજીવી વર્તો. ૬૪-૬૫

જેહ ન આગમ વારીઓ, દીસે અશઠ આચારો રે ।
તેહ જ બુધ બહુ માનિઓ, શુદ્ધ કહ્યો વ્યવહારો રે ॥તુજ૦॥૬૬॥

અર્થ—જેથી સિદ્ધાંતમાં બાધા આવતી ન હોય, આચાર અશઠ એટલે અનિંદનીય હોય અને ઘણા ગીનાર્થ પુરુષોએ માનેલો હોય તેને જ શુદ્ધ વ્યવહાર કહ્યો છે. ૬૬

શ્રીધર્મરત્ન પ્રકરણમાં શ્રીમાન્ દેવેન્દ્રસૂરિ ૮૦મી ગાથામાં જણાવે છે કે—

"मग्गो आगमनीई, अहवा संविग्गबहुजणाइण्णं ।
उभयाणुसारिणी जा, सा मग्गाणुसारिणी किरिया" ।

અર્થ—માર્ગ એટલે મુક્તિપુરીમાં પહોંચવાને માટે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ અથવા ક્ષાયોપશમિક ભાવરૂપ રસ્તો. તે માર્ગ બે પ્રકારનો છેઃ- એક તો સિદ્ધાન્તમાં કહેલો આચાર, અને બીજો ઘણા સંવિગ્નગીતાર્થ પુરુષોએ આચરેલો આચાર. તે બન્ને માર્ગને અનુસરનારી ક્રિયા—આગમની અબાધાએ અને ગીતાર્થો વડે આચરાતી જે ક્રિયા તે માર્ગાનુસારિણી ક્રિયા કહેવાય છે.

જેહમાં નિજમતિ કલ્પના, જેહથી નવિ ભવપારો રે ।
અંધ પરંપરા બાંધિઓ, તેહ અશુદ્ધ આચારો રે ॥તુજ૦॥૬૭॥

અર્થ—જેમાં પોતાની જ મતિકલ્પના પ્રમાણે કરાતું હોય, અને આગમની તથા ગીતાર્થોની દરકાર રાખ્યા સિવાય સ્વમતિ કલ્પના પ્રમાણે જ કરાતું હોવાથી જેથી ભવનો પાર ન પામીએ, તથા જે અંધપરંપરાએ બાંધ્યો

હોય–સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર ન કરતાં ગાડરિયા પ્રવાહની માફક અંધપરંપરાને જ આધીન થયેલો હોય તેને અશુદ્ધ આચાર જાણવો. ૬૭

शिथिल विहारीए आचर्यां, आलंबन जे कूडां रे ।
नियत वासादिक साधुने, ते नवि जाणीए रूडां रे ॥तु०॥६८

અર્થ—સંયમથી પતિત થયેલા શિથિલવિહારી પાસત્થાદિએ જે નિયતવાસાદિ ખોટાં આલંબન આચર્યાં છે તે સુસાધુને રૂડાં ન જાણીએ. આત્માર્થી સાધુએ તેવાં આલંબનોનો આશ્રય નહીં લેતાં સંયમમાં કોઈ પણ પ્રકારે બાધા ન આવે તે પ્રમાણે વર્તન રાખવું જોઈએ. ૬૮

આવશ્યકસૂત્રની ૧૧૭૪ તથા ૧૧૭૫ મી ગાથામાં કહ્યું છે કે—

"जे जत्थ जया भग्गा, ओगासं ते परं अविंदंता ।
गंतुं तत्थऽचयंता, इमं पहाणं ति घोसन्ति ॥
नीयावासविहारं, चेइयभत्तिं च अज्जियालाभं ।
विगईसु य पडिबंधं, निद्दोसं चोइया बिन्ति" ॥

અર્થ—જે શિથિલવિહારી સાધુઓ અનિત્યવાસાદિમાં–એક જગ્યાએ નિયમિત પડ્યા ન રહેવું, વગેરે સાધુધર્મમાં જ્યારે કંટાળો પામેલા હોય–શિથિલ થઈ ગયેલા હોય ત્યારે સતતવિહારાદિ પવિત્ર સાધુધર્મ પાળવાને અસમર્થ થયા છતાં, બીજું કાંઈ પણ બહાનું નહીં મળવાથી "અમોએ જે સ્વીકાર્યું છે તે દેશ–કાલને અનુસરી ઠીક જ છે," એમ બોલે છે. અને તેઓને કોઈ સાધુ મહાત્મા પ્રેરણા કરે

કે-"મહાનુભાવ! આવી રીતે આચવાથી સાધુ ધર્મ સંયમમાં બાધા આવે, માટે તમો આત્માનું કલ્યાણ કરવાને દીક્ષિત થયેલા હો તો તમારું આચરણ સુધારો." ત્યારે તેઓ બોલે છે કે, "નિત્યવાસ-એક જગ્યાએ નિવાસ કરવો, ચૈત્યની ભક્તિ, સાધ્વીએ થકી આહાર વગેરે મેળવવું, અને દૂધ, ઘી વગેરેમ આસક્તિ રાખી તેવા પદાર્થો વાપરવા તે નિર્દોષ છે'

તેમાં કેટલાએક વિહારથી કંટાળી ગયેલા, નિત્યવાસી એક જ સ્થળે પડાવ નાખીને રહેલા શિથિલ વિહાર નામધારી સાધુઓ સંગમસ્થવિર આચાર્યનું ઉદાહરણ આ છે. તેઓ કહે છે કે, "સંગમસ્થવિર ઘણા તપસ્વી, ગીતાર્થ તથા ગુણ-દોષના જાણકાર હતા, છતાં તેઓ નિત્યવાસને વિષે પ્રવર્ત્યા હતા. જો નિત્યવાસ દોષિત હોત તો સંગમ સ્થવિર જેવા તપસ્વી અને ગીતાર્થ આચાર્ય નિત્યવાસમ પ્રવૃત્તિ કરત નહીં.

પરંતુ સંગમસ્થવિર કેવા સંયોગો વચ્ચે નિત્યવાસમાં પ્રવર્ત્યા હતા તે તેઓ વિચારતા નથી. સંગમસ્થવિર ભયંકર દુર્ભિક્ષના સમયમા, એક સ્થળે રહેવા છતાં આસક્તિ રહિત અને પોતે વૃદ્ધ હોવાથી અન્ય સ્થળે વિહાર ન કરી શકે તેવી સ્થિતિમાં નિત્યવ સને સેવતા હતા. માટે વિહાર કરવાને સશક્ત આત્માર્થી સાધુએ એવા પુષ્ટ આલંબન વિના એક જ સ્થળે પડ્યા ન રહેવું જોઈએ. સંઘપટ્ટકમાં કહ્યું છે કે—

"पडिबंधो लहुयत्तं, न जणुवयारो न देसविन्नाणं ।
नाऽऽणाराहणमेए, दोसा अविहारपक्खम्मि" ॥

અર્થ—જો સાધુ વિહાર ન કરે તો શ્રાવકાદિનો પ્રતિબંધ થાય શ્રાવકાદિની સાથે મમત્વ-રાગ-બંધાઈ જાય, અને તેથી શાસનની અને પોતાની લઘુતા થાય. લોકો ઉપર ઉપકાર ન થાય, નાના પ્રકારના દેશનું વિજ્ઞાન ન થાય, તથા જિનેન્દ્રની આજ્ઞાનું આરાધન ન થાય, આટલા દોષો સાધુ વિહાર ન કરે તો પ્રાપ્ત થાય છે. માટે સશક્ત સાધુએ નિત્ય વાસ નહીં કરતાં સતત વિહાર કરવો જ જોઈએ.

વળી ઉપર આવશ્યકની ૧૧૭૫ મી ગાથામાં જણાવ્યા પ્રમાણે કેટલાએક સંયમમાં શિથિલ થયેલા ચૈત્યભક્તિને સ્વીકારી તેને નિર્દોષ કહે છે. તેઓને કોઈક સંયમી સાધુ કહે કે, "મહાનુભાવ સયંમીને ચૈત્યભક્તિ ન કલ્પે." ત્યારે તેઓ કહે છે કે, "અહીં કોઈ ચૈત્યની રક્ષા કરનાર નથી, અને જો અમે ચૈત્યનું રક્ષણ ન કરીએ, ચૈત્યની પૂજા ન કરીએ તો તેનો વિચ્છેદ થઈ જાય, માટે અમોએ સ્વીકારેલ ચૈત્યભક્તિ નિર્દોષ છે જો ચૈત્યભક્તિ નિર્દોષ ન હોત તો પૂર્વધર વજ્રસ્વામીએ કેમ કરી હતી ? માટે ચૈત્યભક્તિ-ચૈત્યપૂજા પણ સાધુઓને મોક્ષનું અંગ છે. ચૈત્યભક્તિ કરવાથી સાધુપણું ચાલ્યું જતું નથી." આ પ્રમાણે વજ્રસ્વામીનું ઉદાહરણ આપી ચૈત્યભક્તિને નિર્દોષ ઠેરાવે છે; પણ કેવા સંયોગો વચ્ચે વજ્રસ્વામીએ ચૈત્યભક્તિ કરી હતી તે ધ્યાનમાં લેતા નથી મહાત્મા વજ્રસ્વામીએ બૌદ્ધાદિની અપભ્રાજના, વીરશાસનની પ્રભાવના તથા શ્રાવકોનું વાત્સલ્ય આટલાં આલંબનોને આશ્રીને ચૈત્યભક્તિ કરી હતી, તે સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારતા નથી. વજ્રસ્વામીએ સકારણ-પુષ્ટઆલંબન આશ્રીને ચૈત્યભક્તિ કરી, તે આલંબન સંયમાર્થી સાધુએ નિષ્કારણ ન લેવું જોઈએ.

